પાને અનુક્રમણિકા આ ચોપડાની

૪૮ અમદાવાદ વશાનાની વાત
૫૦ બાર દરવાજાની તથા કાકરીઆની લાવણી
૫૧ મહાનખમીની લાવણી
૫૩ જીણશો સારી નરશીની વાત
૫૪ વેજલપરના અમરશીંહનો રાશડો
૫૫ રાસડો બીજો
૫૬ ઝાલાણના ટીખર
૫૭ ચાડીઆની વાત
૫૮ ફતેહશીંહ મહારાજની લાવણી
૫૮ શેલુગ(ક)રનો ગરબો
૬૨ ખંભાતવાળા વેણીભાઇનો રાસડો
૬૪ ફતેસગ ગાયકવાડનો ગરબો
૬૭ શીકાનો ખ્યાલ
૬૮ ભરતપુરની લાવણી
૭૦ ચીતોડના રાજાનું ગીત
૭૨ આશા ભીલની દીકરીની લાવણી
૭૩ જસવતરાવ સવાઇનો પવાડો
૭૫ માધવરાવ સવાઇનો પવાડો
૭૮ બાજીરાવ સવાઇનો પવાડો
૭૮ વડોદરાના શીવાજી મહારાજનો ખ્યાલ
૮૦ સતી સુબાઇનો ગણુ
સોલકી રાજખીજની વાત એટલે કેટલીએક વાતની ખુણો
ચાવડાને ઘેરથી સોલકીને ઘેર પાટ ણની રાજગાદી
વાઘેલા વરહો તથા જેતો બે ભાઇ જણે કનોલ રાજ કરૂ (આ વાર્તા પાના ૮૧ મા પછી આવે છે)
૮૯ આમદ સેહેરની (અમદાવાદ) વસાવલી
૮૧ ટુકટોડામા સોનગી રાજની
૯૪ વાઘેલા વરસો ત જેતો બે ભાઇની વાત
૧૧૧ ઝાનાવાડના રાજાની રીત
૧૧૭ ગોહલોની વાત
૧૨૬ કાલીના કોગની વાત
૧૨૭ અડાલજની વાત

પાને અનુક્રમણિકા આ ચોપડાની

૧૧૭ શાલીવાહનની પેદાશ
૧૨૮ ગામ કનોલની વાત
૧૩૦ સ્કદ પુરાણમા કકુલોપાખ્યાન અ યાય ૧૪ મો લખો છે
૧૩૪ કવીત ભુપતસીઘના બાપ કાનાજી વગેરેના છે
૧૩૬ ભડોડાના ઠાકોરની વશાવલી
૧૩૭ સોનગીનુ રાજ ટુકટોડથી પોઇડણ આવુ તેવી વાતો
૧૩૮ કાનાજી રાતની પ્રથમની અ(અવસ્થાની) વા (વાત)
૧૭૮ ભાવનગર વીશે છે
૧૫૦ શ્રી બહુચરાજીના મડપમા લેખ છે તે
૧૫૦ બહુચરાજીમા લેખ છે તે
૧૫૦ રજપુતની છત્રીશ કુળની ના
૧૬૭ કાવરી ગામ વીશે મોતીશર તળાવ વિશે
૧૬૮ સીતાપુરની વાત
૧૫૩ રાખેંગારની વાત
૧૬૪ કરણુસાગરની વાત લખી છે
૧૬૫ મુજપર
૧૬૬ હમીરખાન પીર
૧૬૭ બોટાદ વીગેરે કાઠીઓની વશાવલી
૧૭૦ રાખેશ્વરની વાત
૧૭૧ વીરમગામના દે બાપુ નરસીદાસ
૧૭૭ મો વર્સડાના ઠાકોરની ઉતપત્તી
૧૮૨ દેસાઇ અદેકરણ ભાણજીની વસા
૧૮૭ માડલની વાત
૧૮૯ ગા પનારના ઠાકોરનો ઇતિહાસ
૧૮૯ ચોર પકડવાની રીત
૧૮૩ વીરમગામના મોણસર તળાવનો લેખ છે

નોંધ-આ અનુક્રમણિકામા કેટલોક ક્રમ આડાઅવળો છે, અને તેનુ કારણ અમુક બાબતો ક્રમસર લખવી રહી ગયની હશે તે માલુમ પડતા ફાવે ત્યા ઉમેરીને અનુક્રમણિકા પરિપૂર્ણ કરેલી હશે

## અં. ૪૬-૧-૨ સિદ્ધરાજ જયસિંહનાં કવિત-ગુ. એ. લો. પ્ર. ૧.

આરંભ-કવિતા સધરાવ જેશંગના.

સધરાવ જેસંધગુ ચડે નકો મંડલીક
જેને પાંચ લાખ તોખાર જસા ગઢ પાડનોરી ગાંમ
જોર બાંધ જ રેવત ઉપર સ્વાર
અભાગમ બાંણુપં(પ)ત લખ બે શબ્દ
વેદી સવાકરણુ સોલ સોદ સંખા વાન દીસે દેશ
રાવ જ રાંણુ ઘુંધસે કામ લહુજે
વરા વીસ સેહુસ વાછન વસી
સધરાજ જેસંધગુ પડે કોમરલીક ॥ ૧ ॥
સામંત સાકર વીર ચેતર સુદ બગન એ આચરૂ
ભારણી નક્ષતર ભરાંણુ શુભ કર વાર શનીશ્વર
દેસો તમાંમે સાત ટકા ક્રોડ પાંત્રાસે સીડી
પથર સાંપેલ ઓગણી પાંચાસે આણીહલ નગર
અવીચલ વસે તાં શુની નીરભાગી તેરસ
સુણ સધરાજ ગુજરધણી સેસ નાગ સસે વરસ રસ ॥ ૨ ॥

**વિષયાદિ**-આમાં કુલ ૫ કવિત છે. ૧ લામાં સિદ્ધરાજના શૌર્યપ્રભાવનું વર્ણન છે, બીજું અને ત્રીજું રૂદ્રમાલનું છે, ચોથું સિદ્ધરાજે ભિન્નમાલ જિત્યુ તે સંબંધી અને પાંચમું તુવર રાજાના પરાજયનું છે.

**વિશેષ**-આ કવિતો ઘણાં જ અશુદ્ધ છે. અં. ૩૦-**ત** નું બીજું કવિત અહીંના બીજા કવિત સાથે સરખાવતાં જણાશે કે આ બહુ જ અશુદ્ધ અને ભૂલોવાળાં કવિતો છે. આ જ ચોપડાના બીજા પાના ઉપર રૂદ્રમાલનું કવિત બીજી વાર ઉતાર્યું છે, એમાં અને અં. ૩૦ **ત**ના ૧ લા કવિતમાં કેટલોક ફેર છે, આમાં 'ત્રીસ સહસધ્વજ દંડ' છે ત્યારે 'અં ૩૦ **ત**' વાળામાં 'સવાલાખ ધ્વજદંડ' પાઠ છે. તેમ પ્રસ્તુત પ્રતિમાં રૂદ્રમાલનું કવિત હિન્દીમાંથી ગુજરાતીમાં ફેરવેલું જણાય છે. આમાં બે દોહરા વધારાના છેઃ-

સંવત બાર બીલોતરે માધ માસ પરમાણ
**રૂદ્રમાલાની થાપના** તથ બીજ વાર ગરૂ જાણ ૨
સંવત ૧૩ તાં પાસેઠ હસે અસૂ અલાદ
**રૂદ્રમાલ પાદર ઠરે** નરાં ઉતારણ નાદ ૩

———

## અં. ૪૬-૧-૩-ચક્રવર્તી, મંડલિક અને બાણાવલી રાજાનાં નામ-ગુ. ઐ. લો.-ર. નારણ-પૃ. ૩.

આરંભ-અથા પ્રથવી ઉપર ચકણે રાજ થઆ તેના નામ લખા છે ॥

વડો વેણુ [1]પથીઅવ (ગ)કરકો પાસન લીનો
[2]બખરાજા ગંઠડ વસુનધરા વામન કર દીની
[3]ધુધમાલ જાદન તુવગ રઘુનસ નર દે
અજે[4]પાન સુવાણુ તાજજગ વદે એવદે
પરમાર રાઅ [5]પઉરવો સૈસતાગ બાસ ખવે
[6]માનધાતા મહીપતી એ ખટરાજ ચકવે ૧
એટલા રાજા ચકવે થઆ બાર રાજા મડનીક થઆ ધરતી ઉપર
[1]કસને [2]કેસી મન્ડીક સાખને જન સુણીજે
[3]માંડકોટ મડલીક [4]સું(શુ)ભ અસુ(નિશુ)ભ [5]ધરતી
[6]ગોગરવો મડલીક તાશ નર પસર ચરતી
[7]સસુપાલ [8]નરકાસુર રવો [9]જગાસન જપે મલી
સ(સુ)ર અસ(સુ)ર એમ સતાપવા તો તો બારે મડલીક ૨
(આમા બીજી પક્તિ પડેલી જણાય છે, બારની સખ્યામા ત્રુટિ છે)
બાર બાણાવલી ધરતી ઉપર થઆ
બાણુંપત [1]દેસરથ એ ભડ [2]શકેન ભણીજે
એક [3]ત્રીપુરા તીરમદાર [4]ભરથ ને [5]કરણ ભણીજે
એક [6]લખમણ તુટ [7]ક(કુ)શ ને [8]લવ એ બહુ ધનકસ વખાણ
જતના [9]અરજુન ને [10]ગંડોગગઠ માહા હુવા શો જાણ
વાયા રાગ અભગ જે અતી પ્રાક્રમે અવના વલી
[11]ભીસમ ધારણ [12]જાનધર જપે મલીક નારણ
રાન મધીઆ એ તો બાર બાણાવલી ૬૨ ॥

વિશેષ-આ નમ્ર કવિત્ પછી દશરિફાવ દેવના નામનું કવિત ઉતારેલ છે, પણ તેમાં કાંઈ ખાસ નવું વાત નથી

---

## અં. ૪૬-૧-૪-પાચ રાજપુત કુલની ઉત્પત્તિ-ર. ચારણ-ગુ. ઐ. લો-પૃ. ૩-૫

આરંભ-પ્રો આતાર ફગણગામ આત । તારે સઘમા અરજુ । દો પાંગરા કરેસાતો તેને નખતરી પ્રથવી કરી તારે અગરે વરણ થઈ તારે

ખતરી કોઇ રહ્યા નહી તારે ધરતીનુ રાજ બ્રાહ્મણને આપુ તારે ત્રપુરાસુર દૈઇત રૂષીઓનાં જગનમાં અરત નાંખવા માંડાં દેવતા તેતરીસ કોડ આબુ ઉપર ગઆ જાં માહાદેવ તપ કરતા હતા. દેવતાએ કહું જે એ દૈતને મારો તારે માહાદેવે ચકર મુકીને ત્રીપુરાસુર દૈતનુ મુરતક છેદુ માથુ પાછુ આવી તે ધડ ઉપર ચોહોટવા માંડુ તારે માહાદેવે બ્રહ્માને કહુ એના ધડ ઉપર સીવનુ લીંગ સ્થાપો તારે તે ધડ ઉપર સીવનુ લીગ સ્થાપુ તારે એ ત્રીપુરાસુર દૈઇતે મુવો પણ તેના રૂધીરનો દીકરો એક **ભેસલ** દૈઇત પેદા થઓ દેવતાને વીપત પાડવા માડી તારે માહાદેવે કહુ બ્રાહ્મણોને કે મારો બ્રાહ્મણોએ નાકાર કહ્યો જે માહારાજ અમથી દૈન મરે નહી તારે માહાદેવે **પાંચ પુતલાં** કરાં-ખંભેથી ભભુત લેઇને ધરતી ઉપરથી રજ લેઇને તેણાં પુતલાં કરાં તેનુ નાંમ રાજભુ(પુ)ત થયા તેનુ કીવીત

**છંમછર બાર** છનુવે નખત્ર તો રોહણી જાણું
જેઠ માસ તથ બીજ વાર ભેરેસ્પત વખાણું
ખણ જાઅ પાતાલ ખણ માંહિ માડલ આવે
ખણું વેહે આકાશ એવો મોટો કલ કાહાવે
કરત જુગે વ્રતમાન હાંણો એ **ભેસો** તતખાંણ
લેલાટ પાટ સાંકર તણે **ચાર ચાડ પાંચ ખતરી** તે દીનતણાં ।।
પાંચ ભજે **પરમાર** એ (આવી) ઉભો અતલીબલ
ભજે એકેકએ બાવન હાથીનું બલ
આઠ ભજે રાઠોડ એ ખેદ દેતાં પાવણ
સાત દેતાં સોલંક એ મલી દેતાંને મારણ
છ ભજે વલો સુર **જાદવ** દેત સર દેવા
ચ(ચા)ર ભજે **ચુવાંણ** લેખ તો એણીપેર લેવા ।। કવિત ૨
પોહો માર **પરમાર**[1] એ કીધો પહેલો પ્રાક્રમી
કોડ ઝલે **રાઠોડ**[2] જોત છતો જાલમની
સર નમે **સોલંક**[3] કરો હકમ કીરતારી
જંગ પકડે **જાદવ**[4] આવ ઉભો અવતારી
ચુવણ[5] ચાલ ઝાલે ચલો કલ ખેત્રસૂપ કીસી કીઓ
બ્રહ્મા વિષ્ણુ માહીસ્વભલ એ પંચ ખતરી પ્રગટીઆ ।। કવિત ૩

**અન્ત**–બ્રામણ પાસેથી ધરતી વેચાથી લીધી–કવીત
ધન ભાઇએ વેચી ધરા તે દી નવે કોટ જુજુ કીઆ

મોઢલ ગઢ આમતજીને આપો અજમેરગઢ સગ સુરજીને આપો
ગડ પોગન ગજમલજીને આપો ૩દર પાટણ ભાણભોજને આપો
ભીમજીને ગડગુટ આપો જાલધર ગટ ભોજરાજજીને આપો
આબળા ગડ આલપાલજીને આપો ગડ પારકર હાસુજીને આપો
કોટ ચારક ગટ સોહો તથા પરમારે થપઆ
ધન ભાઇએ વરા વેચી તારે નવે કોટ જુજુ કીઆ

**વિષયાદિ-૧** આ કવિનો, છપ્પાઓમા પરમાર, રાઠોડ, સોલકી, જાદવ અને ચૌહાણ એ પાચ ક્ષત્રીય રાજપુત કુળોની ઉત્પત્તિ, તેમનુ શિરે નિર્માણ કર્યાનુ કારણ, તેમનું બલ, તેમના નામના લક્ષણ, પ્રત્યેકના પ્રકટીકરણની હકીગત, તેમના ગોત્રાદિ, તેમના પૂજ્ય વૃક્ષો (ગોતકીનો ખાખરો, જાદવનું કમલ, ચહુવાણનો આસોપાલવ, રાઠોડની આબલી અને પરમારની ધાર?), તેમણે હસ્તગત કરેલા ગઢ આદિ વર્ણવેલા છે

૨ અ ૨૩ ક, ખ અને ગમા આ પાચ રાજવશોના વિસ્તાર, તેમના રાજસ્થાન આદિ વિશેષ વિગતથી વર્ણવેલા છે, તે જોવા

૩ કુલ કવિત ૧૧ અને એક દુહો છે વચ્ચે બે સ્થળે ગદ્યમા સમજુતી આપેલી છે

**વિષય**-આ ઐતિહાસિક કવિતો (છપ્પા) છે, પહેલામા આ પાચ ક્ષત્રિય જાતિની ઉત્પત્તિનો જે કાલ સવત ૧૨૮૯ ના જેઠ સુદ ૨ ને ગુરૂવારનો આપેલો છે તે ઇતિહાસ જોતા સગત નથી, કારણ તે અગાઉ એ પાચ ક્ષત્રિયો ઉત્પન્ન થયાનું જાણીતુ છે

---

## અ. ૪૯-૧-૫-પરમારોની પાત્રીસ શાખા-ઐ. ગુ. લો.-પૃ. ૫ સુ.

આરભ-પાંતરીસ સાખા પરમારમાથી નીસરી તેનું કવીત

ગહેલા ગોલ ને ગેલડા ધુનનો ધારૂ ભણીજે ઢોઢા ને જાનીઆ ચોહો ચાવડા સુણીજે
મહી બાલા સખલા વઇઆ વઇઓલ વખાણ (અહીં એક લીટી પડેલી છે)
હીર માહુન સોઢા સગરને બોલવા તરત્તરણ જેપાલ મહુણા મગની કાન સુરા માડા કરણ
ચાદા લાહા અમા પોહો-પાવરા ગહેલા તાર હુથીઆ વાસીઆ ખતરીના વાહર ડેવા
બાડાણા અધનત ભાઈ ભોજગ ભલાલા માટી ભયાં દેવન ધાન ખટાણા ખીરા
ચહુલાચાચુછાડા હડીઅલ ટાકટેડાડા નાગીઆસખલ બેરઅસવાર ઓપનાણીઆપવારીઆ

**વિશેષ**-અ ૨૩ ક ના બીજા કવિનમા પરમારોની ગણાવેલી પાતીસ શાખાઓમા અને આ કવિનમા ગણાવેલી શાખાઓમા કેટલાક નામફેર છે આ કવિતનું લખાણ અશુદ્ધ છે

---

## અં. ૪૬-૧-૬-રણાઇત (રત્નાદિત્ય) ચાવડો-એ. ગુ. લે.-પૃ. ૫-૬.

કવીત-દીવખડ દેરંગ ત્રઠ રતનાગર ત્રંઠ રાજ દીઓ રગનાથ આપીઆ ચાવડા એક
વેણી ને વછરાજ સુખા ઇકાતેર કીધા ફેરી સલતાન છતી ડંડ લીધા
સોવણ કલી બાંધી સરક ભારથ ન કે દોઅ ને ભડે
સંમત સાતસો સતાણુવે કોટ દીવ કીધો કડે
એક સમે એણે વાર વેવારીઓ એકજ આઓ
મછલી બંદર ગામ કોટીધજ કમલા રીકાઓ
કેસર મોતી કપુર ઝાઝવો દીસે ઝાઝા
દીવ મલો દરબાર આપીઓ વેણી તુઝ આઝા
ચાવડો રાણ ચુકે નહી લાજ એમાણી લોપીએ
સમ ખાધા સમુદ્રાતણા કોડ રતનાગર કોપીએ.

વિષયાદિ-૧. વનરાજ ચાવડાના પૌત્ર રત્નાદિત્ય(રાણાઇત)ને સંવત ૭૯૭ માં સમુદ્ર કોપ્યાથી દિવ બંદર છોડી ભાગવું પડ્યું અને તેણે ભિન્નમાળ (શ્રીમાલ) વસાવ્યું એ પ્રસંગ આ કવિતોમાં વર્ણવેલા છે અત્રે એ નોંધવું યોગ્ય છે કે ઇતિહાસાનુસાર ભિન્નમાલ રત્નાદિત્યથી પણ જૂનું છે.

૨. કુલ ચાર કવિત છે.

---

## અં. ૪૬-૧-૭ પાટણની રાજવંશાવલિ-એ. ગુ. લે. ગ.-ર. કરમાણંદ-પૃ. ૬-૮.

કવીત-નવ છત્ર ચાવડા કીજ પાટણધર રાજહ
સોલંકી આગીઆર બસેં સીતેર ને સાઠહ
હુવા વાગેલા પાંચ વરસ એકસો અડાસી
× × × ×
× × × વારમવાર ભોગવે ॥
પચવીસ પાટ પટાવલી એણે અણી હલવર ભોગવે

સ્વત આઠ બેના વરખે અસાડ સુદ ૨ ને દીને ચાવડો વણરાજ-પાટ બેઠા વરસ સાઠ રાજ કરૂ સવંત આઠ બાસઠાના વરખે આસો સુદ પાંચમ દને-ચાવડો જોધરાજ પાટ બેઠો-એણ વરસ દસ રાજ કીધુ સંમત આઠબોતરાના વરખે સારા પણ સુદ પાંચમ દીને-ચાવડો રણાઇત પાટ બેઠો. × × × × સ્વત ૯૭૯ વરખે પોશ સુદ ૧૦ ચાવડા ભોગ્યંણ દેવજી પાટ બેઠા વરસ ૧૯ રાજ કર-નવ છત્ર ચાવડાના સંમપુરણ થઆં

## સોલકી

સ ૯૯૮ ના વરખે માહા સુદ ૫ દને ચાગ(વ)ડા મામા ભોઅણદેને મારીને રાજ સોલકી મુલરાજજીએ લીંધુ–મુળરાજ પાટ બેઠા–વરસ ૪૫–રાજ કીધુ × × × × × સવત ૧૨૦૮ ના વરખે અશાડ સુદ ૭ દને–મુનદેને મારીને પાટ બેઠા ભીમદે સોલકી શ ૧૨૧૦ ના વરખે એણે વરસ ૧૭ રાજ કીધુ એના અગીઆર છત્ર રાજ કરૂ વરસ ૨૩૦

પાચ છત્ર વાધેલે રાજ કીધુ સવત ૧૩૬૧ ના વરખમેર પોસ સુદ ૫ દને રાજા વીસલદેવ પાટ બેઠા ૧૮ વરસ રાજ કીધુ × × × × × સવત ૧૪૧૫ ના વરખે કારતગ વદ ૪ દને રાજા કરણ ઘેનડો પાટ બેઠા એણે વરસ ૯ રાજ કીધુ સવત ૧૪૨૪ ના વરખે માગશર સુદ ૭ દને રાજાઅદે(ધિ)રાજ (મુસલમાન પાદશાહ) પાટ બેઠા એણે વરસ પાચ રાજ કીધુ રાજા કરણ ગેલડોથી પાટણ છુટુ–માધવ કેસવ ખત્રી નાગર બ્રામણ હીદુનુ રાજ ખોઉ –

પડે ત્રીસ પ્રરમાર પડે એંદા બાહારે
દોઅ ભાટ સતરે તો જાદવ ને સાઠ તુવર કછવાહા
ચાર પડે ગોહેલ સગણ રાવત ખગવાહા
ગેલાવત ચાર પચાસ ગણી ત્રીસા મો ગોડ ગડે
પણ અશરૂ (અસુર) દલ લખા આવગે તારે આઠોડને આનાગીરે
—આનાદે વાધેલા કર્ણના દીકરા–કામ આવા
જણુરા બેટા ૬૦ સતર સેંહેસ ભાતીજા
બધવ એકમ ચાલીસ ચાનસો ઠાકોર દુજા
પનરે જમાઈ પાચ જકે મોડ બધા અતા
જે જોહારે અઢાર લેખ તકે સુરજ ગોહાના
માડન એંગી જાદન નન જગદવ સાઠ પચાસ ભણ
તે કરમાણદ આણદ કહે રહા ખાગી એતા રણ

**વિષયાદિ–૧** આમા ચાવડા વશના નવ, સોલકી વશના અગીઆર અને વાઘેલા વશના પાચ એટલા રાજાઓના રાજ્યમલ સાલવાર આપેલા છે તેમા ચાવડા વશના રાજાઓના નામ નીચે પ્રમાણે આપેલા છે ૧ વનરાજ, ૨ યોગરાજ, ૩ રત્નાદિત્ય, ૪ વીરસિંહ, ૫ ક્ષેમરાજ, ૬ ચુડણજી (ચામુડ), ૭ લાખણસિંહ, ૮ આકડજી અને ૯ ભોઅણદે (ભુવડ) ચાવડા વશની આ વશાવલિ અચોક્કસ હોવાનું ઇતિહાસગ્રથોથી જણાય છે, કારણ કેટલાક સાત રાજાઓ થયાનું અને કેટલાક નવ થયાનું જણાવે છે તેમ રાજાઓના રાજ્યકાલ અને નામમા પણ ફેર પડે છે આ ૭ ૭, અને અં ૪૨ મા આપેલી વશાવલિઓ સાથે સરખાવતા આ ફેર સઘળો સમજાશે

૨. ચાલુક્ય સોલંકી વંશની વંશાવલિ ઉતારવામાં પ્રસ્તુત પ્રતિમાં ભૂલ થયલી જણાય છે. મથાળેના છપ્પામાં જ્યારે તેમનો રાજ્યકાલ ૨૭૧ કે ૨૬૦ જણાવેલો છે ત્યારે આમાં ૨૩૦ ની ગણત્રી છે. સોલંકી વંશ સં. ૧૨૯૫ માં વસ્યાનું ઇતિહાસથી જણાય છે.

૩. વાઘેલા વંશના રાજ્યની સ્થાપના ખરી રીતે સંવત ૧૨૫૯ થી થયલી છે, પણ પાટણ ઉપર વિસલદેવે સંવત ૧૨૯૭-૮ થી રાજ્ય ચલાવેલું હોવાથી પ્રસ્તુત પ્રતિમાં તેનાથી વંશ શરૂ થયો હોય તેવું જણાવેલું છે, પરંતુ તેના અમલની શરૂઆત સં. ૧૩૬૧ થી આપી છે તે ખોટી છે; તેમ કરનુરેલો સં. ૧૪૨૪ માં અલાઉદીનથી હાર્યાનું જણાવેલું છે તે ખોટું છે; એ બનાવ સંવત ૧૩૫૯ ની આસપાસ બન્યાનું જણાય છે.

૪. છેવટનાં બે કવિતમાં મુસલમાનો આવતાં ક્ષત્રિયોના રહેલા અવરોધાદિનું સૂચન કરેલું છે.

---

## નં. ૪૬-૧-૮-સિદ્ધરાજ જયસિંહનો કમઠાણો.-એ. ગુ. ગ-પૃ. ૮-૧૦

આરંભ-શધરા શોલંકી. એનુ નાંમ રાજા વીહલદે; જનંમ નાંમ જેશંઘ તે પાટણમાં થઓ.-તેમને સાત હજાર બશે ને ચોવીશ. વાવ. કરાવી. ધરતી ઉપર-પાંચ હજાર તલાવ કરાવાં-તેમાં બશે બંધાર તલાવ કરાવાં-શેશલંગ તલાવ કરાવું પાટણમાંહાં. સમંત ૧૧૫૨ ના વરશે ચઉતર—

અન્ત-શવત ૧૧૯૨ ની શાલમાં ઝેઠુવાડે ગઢ કરાવો-તાંહાં રાખશ ગોલ કરાવી દખણાતી તરફ-તાંહાં રાખશ દીઠો-તારે ભુંહરામાં-બેશા બે તેલના ભરાંવીને મશાલ કરીને-બેણીબેણીઆણી માંહાં ઊતરાં-તે અલોપ થઇ ગઆં-તે ભુંહરાનુ મોહુ ૧ જુનેગઢ છે બીજુ મોહુ જશધાણે ગઢ છે-તીજુ મોહુ ઝેઠુવાડે છે-તારે માશ ૨) ને દીનઃ ૧૨ શુધી પાટણનુ રાજ સુનુ રહ્ુ-તારે કાલરીએથી કુવરપાલને તેડીને પાટણ લાવા-ને તેમને ગાદીએ બેશારા તેમણે-વરશ ૩૦ રાજ કીધુ.

વિષયાદિ-આમાં સિદ્ધરાજ સોલંકીએ ઠામઠામ કરાવેલી વાવો, તલાવ અને મલાવની ગણના ક્વચિત્ ક્વચિત્ સાલવારી સાથે આપેલી છે. ઉપરાંત આમાં ડભોઈ (સિદ્ધરાજનું જન્મસ્થાન), જસદણ, ધોલપર, શાઅલા, અર્બુદપર, વીરપર, તરલી, સેન્જપુર, વઢવાણ, જેતલપર એ સ્થળોએ ગઢ કરાવ્યાનું તથા દશ હજાર પ્રાસાદો, સવા લાખ પરબો, મઢીઓ, ધરમશાલા, અને મહાદેવનાં દેહેરાં કરાવ્યાનું અને બ્રાહ્મણોને સગ્યાબંધ ગામો અર્પણ કરાવ્યાનું અને અંતે ઝીંઝુવાડાના ભોંયરામાં રાણી સાથે અલોપ થયાનું જણાવેલું છે.

વિશેષ-જાણવાજોગ ઐતિહાસિક માહિતી આમાંથી મળે છે.

---

## અ. ૪૯-૧-૯-કુમારપાલને શાપ-ઐ. ગુ. લે-પૃ. ૧૧-૧૨.

વિષયાદિ-આમા નીચેની હકીગત છે કુમારપાલને શિખરે જતા જતી જયવત રૂષિ(જેવતરખ)એ જૈન બના યે, તેણે કાલરીએ દેરાસર બધાવ્યુ, પાટણમા સવા હજાર પોશાળો કરાવી અને પટરાણી જે ઉદેપુરના રાજાની કુવરી હતી તેને જયવત રૂષિના શિષ્ય હેમાચાર્યજીના અપાશરે જવની ફરજ પાડી, આથી રાણી રીસાઈ અહેપર બાપને ત્યા ગઈ, એટલે દસોંદી બારોટ જલ અને પનને તેને તેડવા મોકલ્યા અને તેઓ અપાશરે નહીં મોકલવાનુ વચન આપી રાણીને પાટણ લાવ્યા કુમારપાલે વચન તોડ્યુ એટલે જલ અને પલે રાણીને પીયર પોહોંચતી કરી, અને બારોટોએ ધરણ કરી જમોર કર્યો, ૭૮૭ બારોટ બળ્યા અને જલ તથા પલનો ભાણેજ વખવટ કાશી ગએો, ત્યા બાર વર્ષ રહી વિદ્યા ભણ્યો અને કુવર પાલને કહ્યુ જે કાલે દરીઓ રેલશે અને પાટણ બોળશે, કુંવરપાલે પોતાનો જીવ બચાવવા વિનતિ કરી બીજે દિને દરીઓ રેલાતા બારોટ વખવટ કુમારપાલને હવેલીના સાતમે માળે લઇને ચઢયો, તેની સાથે હેમાચાર્યજી ચેલા સાથે ઉપર ગયા, માળે ચટયા પછી વખવટે પાશ હજાર 'લોઢાના ગરજ' હેઠા નખાવ્યા કુમારપાલને કહ્યુ કે વાહાણ સામુ આવે ત્યારે મારા કહ્યા પછી તમારે તેમા બેસવુ એટલામા વાહાણ જેવુ પાસે આવતુ જણાયુ કે લાખ જતીઓ જીવ બચાવવા તેમા કુદી પડ્યા દરીઓ રેલાતો દેખાયો અને વાહાણ દેખાયુ તે કરામત હતી એથી લાખ જતીઓ વાહાણમા બેસવા જતા સાતમે માળથી હેઠા પડ્યા અને મુઆ, અને વચનભગથી ભાટના શાપને લીધે ગળત કોઢથી મુઓ

નોંધ-"રાસમાળા' ભાષાતર ભાગ ૧ લાના પાને ૨૮૪ મે (પ્રતિ સ ૧૯૫૫) જલ અને પલ એ બે ભાટોને બદલે 'જયદેવ' નામ આપેલુ છે વળી જલ અને પલના ભાણેજ વખવટને બદલે શકરાચાર્ય-શકર સ્વામી દેવબોધાચાર્ય કર્ણાટકથી પાટણ આવી હેમચદ્રના મર્ણનો પ્રસગ આણ્યાનુ જણાવેલુ છે (પાનુ ૨૮૫-૬) આ ઉપરાત બીજા પણ કેટલાક પાઠફેર છે

---

## અં. ૪૯-૧-૧૦-વાઘેલા રાજવંશીઓ-ઐ. ગુ. લે.-પૃ ૧૩

વિષયાદિ-આમા મુલરાજ, રણધવલ, વિસલદેવ, સારગદેવ અને કરણઘેલાના રાજ્યકાળનો સમય આપ્યો છે, અને વઢવાણમાં માધાવાવ બધાવનાર માધવે અલાઉદીનને મળી ગુજરાત રાજ લેવડાવ્યાનું તથા કરણના પુત્ર ધાલણશીને મુસલમાન બનાવી ફીરોજશાહ નામ પાડી પાટણની ગાદીએ બેસાર્યાનું જણાવ્યુ છે

## અ. ૪૯-૧-૧૧-પરમારોની ખ્યાત-ઐ. ગુ લે-પૃ ૧૪

આરભ-બિજણના પરમાર-તેની ખા(ખ્યા)ત લખી છે-અદીઆરુતના દીક ૧ બે તેમાં-જગદે-નાનો-રણધવલ તેહ રાજ બિજણનુ આપુ-પણ એ પરમારમાથી-શાખો રજણની નીકલી-તેહનુ કવીત-(આ કવિત્ત અ. ૪૬-૧-૫ મા છે તે જ છ)

વિશેષ—અં. ૪૯-૧-૫ ના કવિત્ત કરતાં આ વધુ શુદ્ધ છે, કારણ દરેક નામ પ્રગટ ???—આવા આંતરા ભૂલ લખેલાં છે, આને આધારે ઉપનું કવિત સુધારેલું છે.

---

## અં. ૪૯-૧-૧૨—પાંચ ક્ષત્રિય કુલ—ઍ. ગુ. સો.—પૃ. ૧૪

વિષયાદિ—આ બાબતના પાંચ કવિત્તાં (છપ્પા) છે. અં. ૮૬-૧-૧ મા આપેલાં છે તે છે, પણ કેટલોક પાઠફેર છે.

---

## અં. ૪૯-૧-૧૩—જગદેવ પરમારનો શાખો—ઍ. ગુ. વા. પૃ. ૧૫-૨૯

વિશેષ—આ શાખો અને અં ૩૭-૬ ની વાર્તા એક જ છે, માત્ર પ્રસ્તુત પ્રતિનાં કોઈક સ્થળે વર્ણનનાં એકાદ બે વાક્ય વધારે જણાય છે; અં ૩૮-૬ ને વાર્તાની સંજ્ઞા આપેલી છે ત્યારે અહીં તેને 'શાખા'ની સંજ્ઞા આપી છે, પરંતુ અં. ૩૭-૭ ના શાખા સાથે આને મળતાપણું નથી.

---

## અં. ૪૯-૧-૧૩—માંડવરા દેવની વાત—ઍ. ગુ. વા.—ર. કરમા આણંદ પૃ. ૨૯-૩૩

વિષયાદિ—આ વાર્તાનો સક્ષેપ નીચે પ્રમાણે છે.—ધારા નગરીના રાજ્યપાટે જગદેવ પરમાર બેઠા, એટલે તેના ભાઈ રણધવલના વંશનો ફંટાયો થરપારકર (સિંધ) જઈને વસ્યો તેના વંશનો ચંદન શોઢા પરમાર દેવ માંડવરા(માર્તંડરાજ-સૂર્ય)નો પરમ ભક્ત હતો. તેને નિત્ય સૂર્ય ઉઠતાં પ્રભાતે "કરોડ પસાય" આપીને પલંગથી હેઠા ઉતરવાનો નિયમ હતો. તેના વંશમાં મુંજો અને લગ(ખ)ધીર થયા. તેમના સમયમાં સાત દુકાળ પડ્યા. એટલે તેઓ રૈયત સુદ્ધાંત દૂર દેશાવર જવા ત્યાંથી નીકળ્યા. તેઓ માંડવરા દેવની પૂજા કર્યા વિના ખાતા નહીં આથી દરરોજ પાંચ પાંચ ગાઉ તેમને મુકામ નાંખવો પડતો તેમને આવી તસ્તી દર પાંચ પાંચ ગાઉએ પડતી જોઈ દેવે પ્રસન્ન થઈ મુંઝા અને લગધીરને કહ્યું કે મારા આ રથમાં બેશીને તમે જાઓ અને જ્યાં તેનું પૈડું ભૂમિમાં ખુંપે ત્યાં મુકામ નાંખજો, અને એ પ્રદેશનું રાજ્ય તમને મળશે. પછી તેઓ એ રથે ચઢી આગળ ચાલ્યા અને હાલના મૂળી ગામ પાસેના વગડામાં પૈડું ખુપતાં અટક્યા અને ગાડાંનો કોટ કરી મુકામ નાંખ્યો. ત્યાં રહેતાં વઢવાણના વડલા વાંસેલાના શાળા છભાડ જાતના રજપુતો જે મૂળીમાં રાજ્ય કરતા હતા તેમની દાનત તેમને લુંટી લેવાની થઈ. આથી શિકાર ખેલતાં પોતાનો તેતર લગ(ખ)ધીરના મુકામમાં જતાં તેણે તે પાછો આપવાનું, અને તે કબૂલ ન હોય તો લઢવાનું લગ(ખ)ધીરને કહેણ કહાવ્યું અને ભારે સંગ્રામ મચ્યો તેમાં છભાડ રજપૂત હાર્યા અને લગધીર પરમારે મૂળીનું રાજ લીધું.

૨ આ વાર્તામાં યુદ્ધપ્રસંગમાં સાત 'કવિતો' (દોહા) છે, તેમ અંત ભાગમાં બીજાં ચાર છે.

૩ અતમા લખ્યુ છે કે "બારોટ ઠરમા આણુદે પરમારનો શાખો બનાવો છે"

વિશેષ-૧ આ વાર્તા કવીશ્વર દલપતરામવાળી "રત્નમાળા"મા "મૂળીના પરમારો" એ નામે પાને ૩૭૫-૭૮ મા કેટલાક સક્ષેપ અને ભાષા,ર સાથે પ્રકટ થયલી છે

---

## અં. ૪૬-૧-૧૪-કેસર મકવાણાનો પવાડો-ઐ.
## ગુ. લો. ગદ્યપદ્ય-પૃ. ૩૩-૩૮.

આરભ-હવે ખાત-મકવાંણાની-પવાડો લખો છે-કેસર મકવાણાનો

કવત-આદ જોતા ઓહોંકાર-સક્ત-ત્રોહો ગુણ-ઉપાયા ।
ચોસટ-મુખા-મખ માંઅ-મખ બતરીશ કહાયા ॥
મોલ મુખા-મખ માંહાઅ-વલી બ્રામા અવતરીઆ
સેખસાઇ-ત્રાંણુ નામ-કમલ મુખ ચોમુખ કવીઆ ॥
બ્રમા-સત-હુઓ-માહારખ-માહારખ સત હીમાંણુ
ધન કુડમાલ ક્ષત્રરીવટ ધરમ-તે કલ સાચો મકવાણુ ॥

કવત બીજું-મારકુડ તણુ ગોત્ર-આદ કલ ચદર વલામી
બ્રામા સાખ-માદની-તરપણુ-કલ-તણુ પવાસી ॥
આદ માત-કલદેવ-વેદ તો-જજુર વખાણુ
એ તો જાણે-અદકાર-તે કલ સાચો મકવાણો
- ધન કુડમાલ ક્ષત્રીવટ ધરમ-મારકુડ ઉતપત કીઓ
રવી સસી જાહાં લગ રહે-તેમ રાજ અવીચલ દીઓ

× × × ×

કુડમાલનો મેહેરખ-મેહેરખના ગગરખ-ગગનો-પ્રથવીપત-મકવાંણે-ધઠ સેં કરી રાજ કરૂ-તેહેનું કવિત

× × × ×

પ્રથીપતના આલણુશી-આલણુસીના ઉગમસી-ઉગમસીનો વેહેરી-વેહેરીનો વેહેરીસાલ-વેહેરીસાલનો બ્યેહોઆસ-જેણે ધઠ કેરટી રાજ કરૂ-તે બ્યેહે(બ્યાહા)આસને પેટ કેસરમકવાણો થઆ-ગઢકેરટીમાં-જે હાડે-બ્યાહાસ મકવાંણો-મરણુસજાએ પોહોતા-તાહારે-જીવ ગતે-જાઅ નહી-તાહારે-કેસર મકવાણે પુછુ-જે પ(પિ)તા-તમારો જીવ કાંમ મોખ જતો નથી-તાહા રેબ્યાહાસ મકવાણો બોલા-જે કેરોકોટથી-નગર તો-સામઇઉ-તેમાં હમીર સુમરો-રાજ કરે છે-તેના દુધમલીઆ વછેરા-સવાસો-લાવીને-તેરમાને દાઢે-ભાટ ચારણુને આપે-તોહો મારો જીવ ગતે જાઅ-તાહારે પોતાના ભાઇભિતરીજા

પાંસે સરવે બેઠા હતા—તેહે માંહે એક જાણુ-બોલા નહી—તેહારે કેહર મકવાણો—અગીઆર વરસની ઉમરના હતા—તેહેણે—પોતાના પ(પિ)તાને હાથે જલ ગ(ધા)લુ—××××કેસર મકવાણાના હાથમાં સવામણુ લોઢાની સાંગ રેહેતી—××× સાડા ત્રણ ટાંકની કળાંન—હાથમાં રેહેતી—સવા સવા મણનો ભલકો હતો—તારે કેસર મકવાંણો—ગ(ધ)રડ ગો(ઘો)ડા ઉપર ચઢીને ચાલો—

કેવત—બીજા ઘોડા ચોપગા—ગોરાદર ચાલીસ
બીજા નર બબે હથા—કેસર પુરા વીસ
તરકસથી તીર કઢઓ (કાટિયો) કર ગ્રહી લાલ કળાંન
દો સૂણાં ભેર (ભર) લાકડી—વેધી અવસે બાંણ

અન્ત—કવત—મકવાંણા—રાણંગ[1]—બોહો બાબલ[2] બરદાલા—
લજાવત લુણંગ[3]—ભા(ભલા) બલોઅચ[4] ભાઈ—
ખતર વટ—રાખણ ખોડ[5]—જકે પારાકર[6] જાણુ (ખાંટ)
વીંઠોડ[7] ને હાપેવ[8]—જકે ઝલ રાણ[9] વખાંણુ
નવ શાખ નવ ખડમાં—મકવાંણો—દસમી(મો) મણી
એટલી સાખ ઉજાલતાં તતિલક સાખ ઝાલાં તણી.

કેરંટીએ કેસર મકવાંણો કાંમ આવા—તેહેનો દીકરો હરપાલ મકવાણો—ને તે સવાસો સુંમરીઆં ચુપ ખડકીને—બલી મુઈ—

**વિષયાદિ**—આ પવાડામાં નીચેની હકીગત છેઃ—કેરંટી ગઢના અગીઆર વરસના કેસર મકવાણાએ મરણપથારીએ પડેલા પોતાના પિતા વ્યાહાસને તેની અંતિમ ઇચ્છા તૃપ્ત કરવા સિંધના સામૈઆ નગરના હમીર સુમરાના સવાસો દુધમલ વછેરા બલાત્કારે આણીને ભાટચારણોને તેના તેરમાએ દાનમાં આપવાનું વચન દીધું અને તે તે પ્રમાણે ભાઈભત્રીજાઓની બાથ વગર એકલો ઘોડે ચઢી સામૈયે ગયો અને તેના વછેરા કેરંટી હાંકી લાવી ભાટચારણોને આપ્યા. પછી તેણે કેટલેક દિવસે ગોર પાસે પોતાની જન્મોત્રી મંગાવી આયુષ્ય જોવરાવ્યું અને અલ્પાયુષી પોતે હોવાનું જાણતાં ઘરને ખુણે અજાણ્યા વણ પરાક્રમ કર્યે મરવાને બદલે કોઈ વડા રાજા જોડે બાકરી બાંધી, રણમાં ઝુઝી, નામના કરી, મરણ પામવાનો નિશ્ચય કર્યો. આથી તેણે હમીર સુમરાની મેની નદીમાં ચરતી સાતસેં સાંઢણી હાંકી આણી; છતાં સુમરો સામો લઢવા ન આવ્યો. એટલે પાછો દશેરાને દિને અને મોહોરમ મહીનામાં તેના બાગમાં રમવા આવેલી સવાસો દીકરીઓને રથ સાથે પકડી લાવ્યો. છતાં સુમરાએ કેરંટીની આસપાસની જગ્યા રણવટવાળી હોવાથી તેની સામે બાથ ભરવા હિમ્મત ન લીધી. ત્યારે કેસરે એક હજાર વીંઘા જમીનમાં જવ વવરાવી સુમરાના લશ્કરને ખાવા આપવાનું અને સામા આવી લઢવાનું કહેણ મોકલ્યું. સુમરો લઢવા આવ્યો અને તેમાં આઠ છોકરા સાથે કેસર મુઓ. હરપાલ તેનો નાનો

છોકરો કેસરના નવ છોકરામાથી ઝાના વશની નવ શાખાઓ થઈ, જે અતના કવિતમા ઉપર આપેલી છે

૨ આ પવાડામા ૭ છોપા અને ૨ દોહરા છે, બાકીનો ગદ્યભાગ છે

વિશેષ-અ ૫ ૭ ના "કેસર રાસા"મા આ વિષય ચારણ ગણ સાસણે આથી વિશેષ રસભર કાવ્યમા ચારણી ભાષામા વર્ણવેલો છે, તે જુઓ

૨ ઉપરના પવાડાનો સાર "રત્નમાલ" અને "ગુજરાતના રાજ્યો-તથા રાજવશીઓની તવારીખોનો સગ્રહ" જે હવે અપ્રાપ્ય છે તેમા પાના ૨૭૧-૪ મા "કેસર મકવાણાની વાત" રૂપે પ્રકટ થયલો છે

---

## અં ૪૬-૧-૧૫-હરપાલ મકવાણાની વાત-ઐ ગુ લો-પૃ ૩૮-૪૩

વિષયાદિ-૧ આ વાર્તા કરણઘેલાની રાણી ફુલાદેને લાગેલા બાબરા ભૂતનો વળગાડ કાઢનારા અને અ ૪૬-૧-૧૪ વાળા કેસર મકવાણાના દીકરા હરપાલ મકવાણાની છે ૨ા નન્દશકર તુળજાશકરે રચેલા "કરણઘેલા"ના ગ્રથથી તે વાચકોને પરિચિત છે, જો કે તેમા આ વાતમાનો રસિક પ્રસગ તેના લેખકે પોતાને અનુચિત લાગ્યાથી કેટલોક ફેરવ્યો છે દાખલા તરીકે આ વાર્તામા નીચેનો પ્રસગ છે વશીકરણ માટે ફુલાદેએ પોતાના બાપના નગર તલાદેથી બ્રાહ્મણ પાસે મત્રેલુ તેલ મગાવ્યુ અને તે તેલ બ્રાહ્મણે માર્ગમા છનાવતી નગરી પાસેના વડ હેઠળ મૂક્યું, તેમા બાબરો ભૂત એ વડમા રહેતો હતો, તેણે પ્રવેશ કર્યો અને એ તેલનું મર્દન કરતા ફુલાદે બાબરાના પજામા સપડાઈ અને બાબરો રાજમહેલમા ફુલાદેને રોજ કરણઘેલાના દેખતા જ તેને ઘોડીએ બાધી ભોગવતો (આવુ જ સિદ્ધરાજ જયસિંહના સબધમા થયાનું જગદેવ પરમારની વાતમા વર્ણવેલુ છે) આમાથી હરપાલે તેને છોડવી બાબરાને વશ કર્યો "કરણઘેલા'ના કર્તા રા નદશકરે આ પ્રસગ ફેરવી માધવનો ભાઈ કેશવ ભૂત થઈને રાણી ફુલાદેને વળગ્યો અને તે વળગાડના રોગથી મરવા પડી અને હરપાલે તેને વશ કરી એમ વર્ણવ્યુ છે

વિશેષ-૧ "રત્નમાલા તવારીખોનો સગ્રહ" એ પુસ્તકમા પાના ૨૭૪-૨૭૯ મા આ વાર્તા, ભાટની ભાષા ફેરવીને તેમ જ ફુલાદે સાથેના ભૂતના વિહારનો અને બાબરાને વશ કર્યાના પ્રસગનો સક્ષેપ માત્ર એક જ નાના વાક્યમાં આપીને પ્રકટ કરેલી છે

૨ આ વાર્તામાના જાણવાજોગ ત્રણ છોપા નીચે આપ્યા છે -

ગામ મશાની તણે બરદ રાવલ બોલાઓ
અજ થકી ઓદીચ-તેણે મગલ વરતાઓ
પોટો પાટણ પરણીઓ-જગન કો નાન ન જાણી
દુજો દેવ હરપાલ-રીઝિ શકતી થઇ-રાણી
ઇ સાણ(સુણ) ઓ સામત-હઈત સબ ભાગા રોટે
ઇ સાણ ઓ સાગત-ચડપડ લીધા ચોટ

તું સણ ઓ સામત-રૂદર શકત ઘરે કીધી રાંણી
હું સણ ઓ સામંત-અઢાર સેહે ઘેર આંણી
હરપાલ વડો-જમરા હથો-દનદન અદકો દાખીએ
તું આ રે તોલ કેસર તણા અલ સામંત જે ઉઆખીએ
(અઢારસેં ગામનું ઝાલાવાડ કહેવાય છે; અલ-ઇલા-પૃથ્વી)
પાટડીએ પોહોપાટ-મોહોલ કીધો મહવાંણે
રાણી ગોખ રહંત-ગત કો શકત ન જાંણે-
રાંણ તણા ગજરાજ-મેહે છુટા મદમાતા
દુર પંથ દેખઓ(દિખીઆ)-રાજંદર પુત્ર રમંતા
સે(સો)ઢો, માંગુ, શેખરો લાંબે કર ઝાલી લ(લી)આ
આપ ચકતી આપરા કુવર સાખ ઝાલા કીઆ.

૩. આમાં ઝાલા વંશ નામ કેમ પડ્યું તે સમજાવ્યું છે. આ રાજાઓના દશોંદી ચારણ ટાપરીઆ કહેવાય છે, અને તેનું કારણ શક્તિએ 'ટપલી' મારી હતી તે છે.

---

## અં. ૪૬-૧-૧૬-ટોપીવાળાનાં કવિત (છપ્પા)-ર. રામચંદ્ર-ઐ. ગુ. લો.-પૃ. ૪

વિશેષ-૧. જુઓ અં ૩૦. ણ પાનું ૧૩૮; પ્રસ્તુત પ્રતિમાંના છપ્પાઓ કરતાં એ છપ્પા વિશેષ શુદ્ધ છે.

૨. પ્રસ્તુત પ્રતિમાં નીચે પ્રમાણે નોંધ છે:-

લખીતાંગ મેહેતા નરોતંમ અનોપરાંમ લખાવનાર બારોટ-કાલીદાસ પુંજાના ચોપડા ઉપરથી ઉતરાવી છે-રેહેવાસી અમદાવાદ મધે-સાહાપર કોટડી મધ્યે-ભાટવાડા માધે-બનાવનાર બારોટ રામચંદ-બનાવો છે.

૩. આ નોંધ પ્રસ્તુત કવિતનો કર્તા રામચદ જણાવે છે, જ્યારે અં. ૩૦ ણ માં કર્તાનું નામ આપેલું નથી.

---

## અં. ૪૬-૧-૧૭-રૂદ્રમાલનાં કવિત-ઐ. ગુ. લો.-પૃ. ૪૫

વિશેષ-જુઓ અં. ૩૦ ત-પાનુ ૧૩૯; આ જ પ્રતિ ઉપરથી અં. ૩. ત. વાળી પ્રતિ શુદ્ધ ઉતારેલી છે.

---

## અં. ૪૬-૧-૧૮-ચાડીઆની વાત-ઐ. ગુ. લો.-પૃ.-૪૬-૪૭.

વિશેષ-જુઓ અં. ૩૦-ઠ. આ જ પ્રતિ ઉપરથી અં. ૩૦ ઠ. વાળી વાત ઉતારેલી છે.

---

**અ. ૪૬-૧-૧૯.-આશા ભીલની-અમદાવાદની સ્થાપનાની વાત-ઐ. ગુ. લો.-પૃ. ૪૮.**

વિશેષ-જો કે આ ગદ્યવાર્તા છે, પરંતુ અ. ૩૦ ઢ.વાળી પદ્ય વાર્તાનો જ વિષય આમા સમાવેલો છે, તેથી હકીકત માટે જુઓ અ ૩૦ ઢ નું વિષયાદિ

---

**અ. ૪૬-૧-૨૦-અમદાવાદ શેહેરની લાવણી. મિશ્ર હિં ગુ. લો.-૨ કિશોરદાસ-(ર. સં. ૧૮૬૮) પૃ. ૪૯-૫૦.**

વિશેષ-જુઓ અ. ૩૦ ઢ. આ જ પ્રતિ ઉપરથી અ ૩૦ ટ વાળો ઉદ ઉતારેલો છે

---

**અ. ૪૬-૧-૨૧-અમદાવાદના બાર દરવાજા તથા કાકરીયાની વાત-મિશ્ર હિ. ગુ. લો. ગદ્યપદ્ય.-પૃ. ૫૦-૫૧.**

વિશેષ-જુઓ અ ૩૦ ચ, આ જ પ્રતિ ઉપરથી એ પ્રતિ ઉતારેલી છે એ પ્રતિમા પહેલી કડીની જે પહેલી પઙ્ક્તિ ઉતારેલી નથી, તે આ છે-

સા આલમકા બોહત મનેજ સેક ખટુ બસૈ સરખેજ

---

**અ. ૪૬-૧-૨૨-મહાલક્ષ્મીનો ખ્યાલ-મિશ્ર હિ. ગુ. લો-૨. કિશોરદાસ-(૨-સં. ૧૮૬૦)-પૃ. ૫૧-૫૩.**

વિશેષ-જુઓ અ ૩૦ છ પાનું ૧૨૭-૮, એ પ્રતિ પ્રસ્તુત પ્રતિ ઉપરથી જ ઉતારેલી છે

---

**અ. ૪૬-૧-૨૩-સારી નરસી ચીજો-ગુ. ગદ્ય-પૃ ૫૩-૫૪**

વિશેષ-જુઓ અ ૩૦ ડ, એ પ્રતિ પ્રસ્તુત પ્રતિ ઉપરથી ઉતારેલી છે તેમા અહીં આપેલો ઉવટનો એક દુહો ઉતારેલો નથી

મોતી મરદ ફરશરામ

(દુહો) આસો શ્રાવણ ને ભાદરવો મોતી આસો રત
વહુ વઢેરો ને દીકરો તે નીપજે ૩ (ત્રણ) રત

---

**અ. ૪૬-૧-૨૪-વેજલપુરના અમરસિહ અને તેના ભાઈના રાસડા બે-ઐ. ગુ. લો.-પૃ. ૫૪-૫૬.**

વિષયાદિ-અ ૩૫-૧-ઝના શેઠ કપુરચંદના મરણના રાસડાની લઢો આ બે રાસડાઓ રચાયેલા છે, આરંભની કડીઓમા માત્ર નામફેર કરતા એની એ લીટીઓ લગભગ મોજુદ રહે છે

આ રાસડાની હકીગત નીચે પ્રમાણે છે:—

**રાસડો ૧ લો**–ધોલકા પ્રગણાના (વ)ડઠા નજીકના વેજલપુર ગામના એક મોટા ગરાશીઆ અમરસિંધને વરાંદા સાથે ગરાસ માટે તકરાર થઈ, તેથી વરાંદાએ અમરસિંધના કામદારને લુંટયો અને બન્ને વચ્ચે કજીયો થતાં લડાઈ થઈ, તેમાં અમરસિંધ મરાયો.

**રાસડો ૨ જો**–અમરસિંધ મરાતાં તેના મોટા ભાઈએ (નામ નથી આપ્યું) વેર લેવા સામું યુદ્ધ મચાવ્યું, પણ તેમાં તેય મરાયો.

**વિશેષ**–રચના કાંઈ નવીન નથી; તેમ અર્વાચીન કાલનો એક નાનો પ્રસંગ છે, માત્ર માંહોમાંહેના ગરાસના કજીયાનાં કેવાં પરિણામ આવતાં તે એ સૂચવે છે.

---

## અં. ૪૬–૧–૨૫–ઝાલણ–ઐ. ગુ. લો.–પૃ. ૬

**આરંભ**–ધોલકા પરગણાની જમીનનું નાંમ–ભાલ–હેવું કહેવાઅ છે ને તેહેમાં વાઘેલા ગરાશીઆ અશલથી રાજ કરતા હતા–હાલ પણ ફુટકલ ગામો એ વાઘેલા નીચે છે–મોજે પુના જેનો કોઈ ચારણ વાઘેલા પાસે માગવા ગઓ. તેને વાઘેલાએ કાંઈ થોડુ આપું તેથી **વાઘેલા ગરાશીઆની નાલાસની** વાઘેલણ કરી–તે પછી એ ચારણ ઝાલાવાડમાં લીમડીના ઠાકોર–હરભંમજી ઝાલા પાસે ગઓ–તેને એ ઝાલાએ કહુ કે ગઢવા–વાઘેલણ કોહો.........પણ એ ઝાલાનાં ગામ ૮૪ તેહેમાં એ હરભમજીના પીતરાઈ રહેતા હતા તેથી તેમની નાલાસની ઝાલણ હેવે નાંમે કવીતા કરી તેમાંથી જેટલાં મહને ઇઆદ છે તેની વીગત પાછલ લખી છે–

૧. કકુડી તો કુલા મરડે વરસાજીને વાંહાંણ
હરભમ ઝાલા વીનવું સુણ ઝાપટું ઝાલાણ

(લીમડીમાં ઠાકોરનો કારભારી: વરસાજી મોહોટો હુકમદાર હતો. તેની હુંડી–કકુડી હતી તે લીમડીમાં ફરતી ફરે ને વરસાજીની હીમાતથી લોકોને કનડે તથા દંડ કરાવે.)

૧ ભોઇકામાં ભાઈ ઘણા ને. ચોરે ચોરે કાંણ ॥ હરભમ૦
૧ જાંબુંમાં વોરા ઘણા અને મશીતે મોકાણ ॥ હરભમ૦
૧ અકુવાલમાં હુગ ઘણી ને ઘરમાં મોહોટી હાણ ॥ હરભમ૦

(અકુવાલમાં ઝાલા ગરાશીઆ બપોરી વખત એક ચોરામાં બધા મોહો ઉપર લુગડું ઢાંકીને સુઈ રેહે–તેઓને ચોરે જે કોઈ મેહેમાન આવે તેને સુઈ ઉઠા પછી અફીણ ખવરાવવું. ને જે પેહેલો ઉઠો તે ખવરાવે. ઊઠવા વખત થાય તારે મોહો ઉપરથી લુગડું ખસેડીને જુએ કે કોઈ ઊઠાં છે અને જો ઉઠો ન હોઅ તો ફરી લુગડું નાંખીને સુવે. એમ કરતાં જે ઉતાવલો થાઅ તે ઉઠે એટલે પછી બધા ઊઠે........

એ લોકોને દીવસે કલાક ૧૧ વાગ્યા પછી તે બાર ઉપર બે વાગ્યા સુધી સુવાનુ પણ કોઈ દીવસે મેહેમાન હોય પાચ વાગ્યા સુધી પણ ઉઠે નહી )

વિષયાદિ-૧ હકીગત સ્પષ્ટ છે, દુ૦ ૪ ગ્રાનાણ ઉતારેલી છે ગરાશીઆઓની પાયમાલી શાથી અને કેમ થઈ તે આથી સમજાય છે ઉપર કૌંસમા ટીપરૂપે આપેલી વિગત મૂળમાથીજ ઉતારેલી છે

૨ આવી રીતે રચેલી કોઈ ઠાકોર કે ઠકરાળાની નાલેશીની કવિતાને તેની અવટકને ઉદ્દેશીને નામ (વાઘેલણુ, સોનકણુ આદિ) આપવાનો ભાટચારણોનો રિવાજ હતો આવી કવિતા તેની આગળ તેમજ તેના બીજા પ્રતિસ્પર્ધીઓની આગળ ગાઈને દશોંદી આદિ લોક ઠાકોર, ગરાશીઆઓને પાસેથી કરતા હતા

---

## અ. ૪૯-૧-૨૬-ટીખલ-ગુ. લો.-પૃ. ૫૮

આરંભ-ચરોતરમાં-મોજે પીજમા એક રગનાથગર ગોસાઈ મોહોટો નામાકીત હતો તેહેના મઠની જોડે એક ભાટે ઉકરડો નાખ્યો તો તેહેને ગોસાઇએ કહ્યુ કે ઉપાડ-ભાટે કહ્યુ કે નહી ઉપાડુ ગોસાઇએ ભાટને ફરી કહ્યુ કે. માહારા એ ટીખલ કહેજે પણ ઉકરડો ઉપાડ

૧ વાંકુ બોલી વાત વધારૂ-સાહુકારીમા સાહાજ
ગર નામે રગનાથ ગાઉ એક તો ટીખલ આ
૧ બાકરોલીથી બળદ આણ્યા ને ધમણે ખાધા ધા ા ગર૦

(ગામ બાકરોલીથી કોઇ પાસે માગતામા બલદ આણ્યા-ને તે લાવતા-ધૂમણો આકર હતો તેને ડટ્યા વાગ્યા)

૧ (બીભત્સ છે, એટલે ઉતાર્યું નથી)

વિષયાદિ-હકીકત સ્પષ્ટ છે, આવા નાલેશીના ટીખળો ગામડાના જીવનનો એક પરિચય બતાવે છે

---

## अ ४६-१-२७-चाद्दीयानी लावणी-हिं लो-र फाजलखा-स १८७२ पृ ५७-५८

આરભ-સવત ૧૮૭૭ ના વરખે ભાધરવા વદી ૪ ને દીને બારોટ-હરીસગને ગેર ગદુબા આ ી તે દીને દેવલોક પામ્યાં છ ા સવત ૧૮૭૩ ના વરખે અષાડ સુ ૭ ે રોજ સદુગાની દેરુી કરી છે ને તેના સાંમિ તરસીક(કા)રો બનાવ્યો છે તેની રીતે સાહાપરમાં ભાટવાડામાં સદમાનાની દેરુી કરી છે તે ડેરાના બાઅજુમા પસ્તાં ડાબી બાજુ આરસપાણનો કકડામાં લખ્યુ છે એ ભાટપુ સદુગા મરાણા ને ચાડીઆ મારે તે ાી લાવણી નીચે લખી ૮

૬૫૮ રાગ લાવણી–

ઓતંમ ફાડીઆ વડા ચાડીઆ ભાટદ્રીપર જુલમ કીયા

વિશેષ–આ આખી લાવણી ઉપર આપેલા આરંભના પ્રસ્તાવ સિવાય અં. ૩૦–ટ–૧ વાળી પ્રતિમાં વિશેષ શુદ્ધ રીતે ઉતારેલી છે "વિષયાદિ" અને "વિશેષ" માટે જુઓ પાનાં ૧૩૪–૧૩૫.

---

## અં. ૪૬–૧–૨૮–ફતેસિંહની લાવણી–હિ. લો.–ર. ગવુ–પૃ. ૫૮–૫૯

વિશેષ–આરંભના પ્રસ્તાવ સાથે આખીયે લાવણી આ જ પ્રતિ ઉપરથી અં ૩૦ ટ વાળી પ્રતિમાં ઉતારેલી છે; તેથી તે માટે, તેમ "વિષયાદિ" અને "વિશેષ" માટે જુઓ અં. ૩૦. ટ. પાનાં ૧૩૩–૧૩૪.

---

## અં. ૪૬.–૧–૨૯–સેલુકરનો ગરબો–ગ. ગુ. લો.– (ર–સં. ૧૯૫૬)–પૃ. ૫૯–૬૨.

વિશેષ–પ્રસ્તુત પ્રતિવાળો અને અં. ૩૦ જ વાળી પ્રતિનો ગરબો એક જ છે, 'વિષયાદિ" "અને વિશેષ" માટે જુઓ અં. ૩૦ જ પાનું ૧૨૯.

---

## અં. ૪૬–૧–૩૦–વેણીભાઇનો રાસડો–ગુ. લો.–પૃ. ૬૨–૬૫.

વિશેષ–આ અં. ૩૦ ઝ. વાળી પ્રતિના "આરંભ"ના પ્રસ્તાવ સિવાય આખોયે રાસડો પ્રસ્તુત પ્રતિના રાસડાને સર્વ રીતે મળતો છે. "આરંભ", "વિષયાદિ" અને "વિશેષ" માટે જુઓ અં ૩૦ ઝ. પાનાં ૧૩૦–૧. અં. ૩૫. ૧ ઝ. વાળા રાસડા સાથે અં. ૩૦ ઝ. વાળા રાસડાના જેટલું જ આને પણ મળતાપણું છે, તે માટે જુઓ પાનાં ૧૬૯–૭૦.

---

## અં. ૪૬–૧–૩૧–ફતેસિંહ ગાયકવાડનો ગરબો–ગુ. લો.– ર. ભવાની–સં. (૧૮૨૩)–પૃ. ૬૫–૬૮.

(અં. ૩૦ ગ માં આ રાસડાનો આરંભભાગ આપ્યો છે તે જુઓ પાનાં ૧૩૧–૨).

અન્ત–શ્રીમંત રાજાને બાહાદર કહીને । સહુને કીધો ઝવાર રે
અમદાવાદ લેઇ આપુ તમને । જનરેલ બોલા વાંણ : નશીબ૦ ૫૬ ॥
ઘોડા તુરકી હાથી મદનો । મોતી તોરો સાથ રે
સાલ જોડ રગાવો છ આ જોડી અનેને હોય : નશીબ૦ ૫૭ ॥

હવે પાછુ રાજા બહાદર નામ । હમે આવા તમ પાસ રે
ગુજરાત બાધુ આપુ તમને । રાખો મન વીસવાસ નરીમ૦ ૫૮ ॥
જે કીધો હોઅ વાંકો વસમો । તે પલમા લેઈએ આપણુ રે
પેસ્વાને ગોલે જીતુ રાઘવ પુને થાપો નરીબ૦ ૫૯ ॥
જનરેલ કેરે રાજા બાહાદુરને ચાલો વડોદરા સેહેર રે
રહીઅત નાઠી જીવ લેઈને તેને લાવો ઘેર નરીબ૦ ૬૦ ॥
જનરેલે લશકરમા કાહાવુ જોર જુલમ ના કરરો રે
ફાસી દેઈસુ સાભલતાંમા વણુ ખુટે મરશે નશીબ૦ ૬૧ ॥
ટોપીવાલાને તેડી કરીને રાજા બાહાદર આવે રે
આથમણે ઊતારો આપો લશકર સઘલુ લાવો નશીમ૦ ૬૨ ॥
મેજબાની આપી લશકરને સહુને રાજી કીધા રે
રહીઅત સહુ જોવાને ચાલી મનમા જરા ન બીવે નશીબ૦ ૬૩ ॥
જેજેકાર થઓ પુર મધે સુખ સહુ પામા લોક રે
નર નારી ને બાલક સરવે આવા થોકે થોક નશીબ૦ ૬૪ ॥
ગરબો ગાશે સુણશે કાહાને સદા શકર કરે શાહ રે
બોલી ભવાની આશા પુરશે ગણુપતી કરશે સાહે નરીબ૦ ૬૫ ॥

**વિપયાદિ**–જુઓ અ ૩૦ ગ નુ "**વિષયાદિ**" પાનુ ૧૩૨
**વિશેષ**–૧ જુઓ અ ૩૦ ગ નુ "**વિશેષ**"

૨ અ ૩૦ ગ વાળી પ્રતિનો રાસડો કડી ૩૧ થી અધુરો છે, ત્યારે પ્રસ્તુત રાસડો ૬૫ કડીનો પૂરો છે અને છેવટની લીટીથી તેનો કર્તા "ભવાનીશકર" હોવાનું ગર્ભિત સૂચન પણ છે બાકીની કડીઓથી જણાય છે કે સારી સારી ભેટસોગાતોથી, "રાજા બાહાદુર" આદિ પદવીથી તેમ ગુજરાતના પ્રદેશો આપવાની લાલચથી તે વેળાના ઇગ્રેજી જનરલો કેવી રીતે ગાયકવાડ આદિ રાજાઓને તેમના સુખી રાજાઓના પક્ષમાથી ફોડી, પોતાના પક્ષમાં લેઈ, તેઓની મદદથી પેશ્વા આદિને તોડી, ગુજરાતમા તેમ આખા હિન્દુસ્થાનમા પણ, ઇગ્રેજી અમલ કેમ પ્રવર્તાવી શકયા હતા

---

અ ૪૬-૧-૩૨ सिक्कानो ख्याल-हिं टॉ-र गमगीरजी-पृ ६८

आरभ—

લાવાની શીકાનો ખાર નીચે મુજબ Company's siccas Kapara

सीका पका हे जींनकी उनकी तलवारे सन सीके रद करदीए चली कल्दार ॥
अगरेज याकी तलवार पडन र भाई । कलकत्ते जीनुका तखत अग्ल बाढाइ ।

उड पडा पांणीमे कागदः ढुल गइ साहीः सब सुने पडे तखत डुबी बाछाइ ॥
तेरी दीली आगरा तखत रे तेरा दीली आगरा तखत लीआ उस वखत
तोडे हरबांन ॥
सब सीके रद करदीए चली कल्दार ॥ १ ॥
दखनका सीका अवल : बुरानपुरका : चंदोरी चीचोरी ओ सीका कोहो कीनका।
गते राआका टको ए तीने मीलने भीका : दो रुपैइए भारके रुपैआः सो रंग
पाटणका : ॥
तेरा नागपुर ओर पुना रे तेरा नागपुर ओर पुना : पछे सब सुना :
रगड हरबांन ॥
सब सीके रद करदीए चली कल्दार ॥ २ ॥
पछमके मीआंने राज गाअकवाडुका : जांहां सालमसाइ वजेसाइ हे वंका ।
तेरे बीच वडोदे मीआंने बाबासाइ डंका : तेरा सुरत सेहेरका सीका अवल रंगका॥
तेरा हाली ओर कोटेपर रे तेरे हाली ओर कोटेपर : उमेद हे बाहार : ।
सब सीके रदकर दीए चली कल्दार ॥ ३ ॥
ओतरके खोणे मीआंने राजा रहेवे : तांहां नानकसाह सीका अदलेस लावे :
तेरा कासमेरका सीका फेर चलावे : गुरु महाराजगीर ऊस्ताद छंद चलावे :
ए चार खुटका सीका तुजे वतलावे ॥
ए **रामगीरजी** कहे हीमत मत हारो । सब सीके रद कर दीए चली कल्दार
सीका पका हे ऊनका जीनकी तलवारे : सब सीके रद करदीए चली
कल्दार : ४ ॥

**વિષયાદિ**–૧. આ નાનકડા ખ્યાલમાં દિલ્હીની બાદશાહી તૂટતાં ઇસ્ટ ઇંડીયા કંપની સરકારે પોતાનું રાજ્ય થયું એટલે દિલ્હીના શાહી શિક્કા, દખ્ખણના બુરાનપુરી, ચીચોરી, નાગપુરી અને પુનાશાહી શિક્કા, વડોદરાના ગાયકવાડના બાબાશાહી શિક્કા, સાલમશાહી, વજેશાહી, સુરતી, હાલી, કોટેપર અને ઉત્તરના કાશ્મીરી આદિ હિન્દુસ્થાનના 'ચારે ખુણાઓમાંના' શીક્કા રદ કર્યા" અને પોતાના કલદાર શિક્કા ચલાવ્યા, એ હકીગત વર્ણવી છે. આમાં "રદ કર્યા" એનો અર્થ એટલો જ સમજવાનો છે કે એ બધાં રાજ્યોમાં તેમ જ પરદેશ આદિનાં બીજાં જે સ્થાનોમાં ઉપરના શિક્કા તે સમયે વ્યાપારાદિને અંગે ચલણમાં ચાલતા હતા ત્યાં કંપનીએ પોતાના શિક્કા સર્વોપરી ગણાઈ ચલણમાં ચલાવવાનું, અને એ બધાંની કિમ્મત કંપનીના શીક્કાની કિમ્મતથી ઉતરતી ગણવાનું ઠરાવ્યું. કારણ આખા હિન્દમાં ઇંગ્રેજી શિક્કા જ ચલાવવાનું અને બીજાં હિન્દી રાજ્યોના શિક્કાઓનું ચલણ લદન રદ કરવાનું ધોરણ વિસ્તૃતપણે તો લગભગ પા સૈકાથી જ પ્રવર્ત્યું છે.

૨ ટુલ કડી ૪ છે

વિશેષ-૧ એક ઐતિહાસિક વિગત છે, તેથી ઉપયોગી છે આમા કવિ એક સત્ય વચન કહે છે કે "જેની તરવાર તેનો શીક્કો પાકો, બાકીનાના રદ"

૨ પ્રતિની લિપિ ગુજરાતી છે અને ભાટના મુખથી બોલ્યા પ્રમાણે ઉતાર્યાથી અચોક્કસ અને અશુદ્ધ છે

---

अ ४६-१-३३ भरतपुरनो ख्याल-हिं लो-र धरमा वामन-
पृ ६८-७०

आरंभ—

ભરતપુરના રાજા સાથે લડાઈ થઈને ભરતપુર લીધુ તેનો ખીયાલ લખ્યો છે નીચે મુજબ —

द्रुपद —भरतपुरका गड है वका ॥ थाणा वलदेवका ः ॥
करे रजीतसींग राज वाहादुर वेटा सुरजमलका ः ॥ चौक ' ॥
साहावास सदगाम तमकु रजीतसग राजा ।
ही(हिं)दु पदकी टेक राखी धन तु महाराजा ॥
डींग उपर चढा फीरगी लेकर सब फोजा ः ।
नीमकहरामा दीवान दाअसंग नही दीलमे समजा ॥
फ(फी)तुर कर कर कीला गमाआ नही रनमे दुजा ।
नीमकहरामी दीवान दाअसग जनमका खोजा ॥
ड(डी)ग उपर तबुर ताजा देखो फरगीका ।
करे रजीतसींग राज बहादुर वेटा सुरजमलका ॥ १ ॥
× × × ×
दामाजी महाराज वलदेव सगर भइ ऊनकु ।
पेना पीतांवर तनके ऊपर आए भरतपुरकु ॥
× × × ×

अन्त—

योहोल चढाइ लडा फीरगीसु राज ठराई ।
काअम तेरा राज रजीतसींग मुराद भरपाई ॥
लीख प्रमाणे भेजे फीरगीने राजाकु केहेलाए ।
भरतपुरका गट देखनेकु जी मेरा चाहावे ॥

जब राजाकु मेहेर आई फीरंगी वोलवाए : ।
लेइ हाथमे उतार टोपी सलामकु जावे : ॥
वोहोत खातर कीया राजाने पेठा मसलतमे : ॥ करे० ॥ १२ ॥
वोहोत मीनती की राजाने लीखा फीरंगीकु : ।
लढना होय तो ओर लढ लो नही कमी कीसकी : ॥
वारूत गोला माल खजीना ले वाकी हमसे : ।
फीर लखा के नही लढुंगा : **कसम कुपनीकी :** ॥
करो भजन सद्गुरुका **तुकनगीर अतीत** कीआ केहेना : ।
**धरमा वामन पंथी** गाते दसनामी गांना : ॥
भरतपुरका गड हे वंका थाणा वलदेवका : ।
करे रंजीतसींग राज वहादुर वेटा सुरजमलका : ॥ १३ ॥

**વિષયાદિ**–૧. આ લાવણીમાં ઇસ્ટ ઇંડીયા કુમ્પની સરકારના વખતમાં દિવાન દયાસિંગ ફૂટવાથી ભરતપુરનો કીલ્લો તોડવાને ઇંગ્રેજી સેનાપતિએ ગુજરાતમાંથી ફોજ લાવીને તેમજ મરાઠાઓને કુમકે બોલાવીને ભારે હલ્લો કર્યો ત્યારે મહારાજા રણજીતસિંહજી અને તેના સેનાપતિ બલદેવસિંહે ઘોર રણસંગ્રામો મચાવી ઇંગ્રેજ સેનાપતિને ફાવવા ન દીધો અને આખરે મસલતથી સમાધાની કરી ઇંગ્રેજી સૈન્ય પાછું સીધાર્યું, એ પ્રસંગ વર્ણવેલો છે.

૨. કુલ ચોક ૧૩ છે. ભાષા રસવતી છે.

**વિશેષ** ૧. ઐતિહાસિક હોઇને ઉપયોગી છે.

૨. પ્રતિ માટે જુઓ. **અં. ૪૬–૧–૧.**

---

## અં. ૪૬–૧–૩૪. ગામ ચિતોડના રાજાનું ગીત–
## ઐ. ચા. લો.–પૃ. ૭૧–૭૨.

**આરંભ**–ગીત સપાખરૂ ગામ ચિત્રોડના રાજાનું

કડી બ્યા(બા)જતાં બરંમાં પીઠ પીના ગાઉ ધડી કેત
માગા કાલ ધડી દેત પેડા અસમેદ
છંડાલા ત્રભાગાલા ગાંસડી આસમાંણુ
છાયો ઉપડી બ્યા(બા)જંદાળ્યાં ગાયો આઓ ઉમેદ ॥ ૧ ॥
કોડી ડઢા ફુણી ઝાટ મૌડતો કમંઠા કંધ
પજ્જે રાટ સંધ જયુ બ્યી(બી)છોડતો ભોમિપાટ થંભ

જગા ગૌણુ બા(વા)ટ જોડ તોરા તગ થાટ
ત્રોડતો માતગા ધાટ રોડતો ત્ર્યાટ વાટ ॥ ૨ ॥
બાથરો બ્રજગી મોડ ચીતોડનાથગે બ(બ)ધુ
કાલીચક્ર હાથગે આરોધ લધા ક્રોધ
દુશાશેણુ માથરો કતતગૈ સધાઓ દુઠ
જેઠી પર થરો કેના ભારા થશે જોધ ॥ ૩ ॥

**અન્ત**–હહે બૈલ ઔ ચક્ર જસૌ લજ્યુ ભુલોકહકે બકે રૌલ ચૌલ કે બહાર કે બેદ
સુર ચદ્ર ઇદ્ર કે સુનીદ્ર બદ લીધા સાથી ઇન્દ્રાનોક ગવ દુજોઇ દધો ઉમેદ ૨૨॥
કોડી સત્રા જામૈ કાલ નામે ચાડે હેક કોડી માહારૂદ્ર ધૌમેન કયુ પ્રામૌ વેહીથી બીચ
નરાલોક વેક આપો તુ ઊમેદ બીર બીર એક તુહી ગૌઆ મરા લૌક બીચ ૨૩॥

સમપૂરણ છે

**વિષયાદિ**–૧ આમા ચીતોડગઢ ઉપર જાટ રાજા ચઢી આવ્યાથી તેની સાથે ચિતોડનાથના ભાઈને થયેલું યુદ્ધ વર્ણવેલુ છે

૨ આ ચારણી ભાષાનો ગ્રંથ છે કુલ કડી ૨૩ છે

**વિશેષ**-આ ગીત બાળબોધ લિપિએ લખેલુ છે

---

## અ. ૪૬-૧-૩૫-આશા ભીલની દીકરીની લાવણી-મિશ્ર
## હિ. ગુ. લો.-૨. હરગોવિંદ ભટ-પૃ. ૭૨-૭૩

**આરભ**-પાય લાગુ પાય કર જોડી વીનતી કરૂ મે ખડાખડા
મેહેર કરો આપો મુજ વાણી તેત્રીસ કોડમે તુમ બડા
દલ્લી સેહેરસે આયા પાતસ્યા **સુલતાન મેહમદ** નામ ધરા
**ચૌવાલ ચોકમે પીર** હે પાટણ ઉતા બેઠકર રાજ્ય કર્યા
લાખુ ફોજ ફરે પાતસાકી માર મુલક સબ વ(શ) કર્યા
જસ પરતાપસે ડકા દીયા **આશા ખાટ ઓર** ગામ **આસ્તોડીયા**
**સાભરમતી** ગગાજી વહે શાંડ ગો(ધો)ડા પાતસાકા રાવત
મધ્યાન સમે ગગાપર રહે

**અન્ત**-બોલ્યા **આસા ખાટ** સુનો રે પાતસા એસી બાત કઈ નહી હોવે
મારૂ મરૂ લડુ તમ સાથે દુનીઆં સબ નજરે દેખે
પકડી તરૂઆર ખાંટ ઉઠા ગામમાં આયા તેઅ ઘડી
ખાટે જઈ નારિને પુછ્યા સાભલી વાત તેઅ વડી

મારસે ગામ ને મારસે છોકરાં કોહો નાશીને કયાંહાં જાસો
કેઈ ફોજ તારે પછવાડે કીયાં સર્ગા લેઇ જાસો
રૂડી રીતયેં ઘો એ દિકયરી દિકયરી કેરૂં ભાગ્ય ભલ્યૂં
પાતસા જમાઈ આપણે કયાંહાંથી હાથ જોડીને કહુ ખરૂં
સંમજાવ્યા નારિયે નરને ભાંજઘડ મોકલી છે ખાંટે
પાતસાકા આગલ જા સબ કહી મગાઈ મીસરી કર બાંટે
સૂકરવારે આયા મુહુર્ત તેડ્યા સૈયદ કાજી મુલાં
ફોજ લેઈ ચડ્યા બરઘોડે નકા પડ્યા તેજાં ભલાં
પરણ્યા પાતસા રીઝ ખુજસે ખાનપાનમે ખુસ પાયા
અબ કાયકુ પાટણ જાવું પટણ સેહેર સો ઇહાં આયા
સુણો ઉતપતિ પાતસાકી ભટ હરગોવિંદને આપ કીયા
કર્મ ફિરા જબ આસાખાંટકા તેજાં દેઈ પાતસાહાકુ લીયા

**વિષયાદિ**–૧. આમાં સાભરમતીના તીરે આવેલા આશાપલ્લી ગામના ભીલ આશા ખાંટની દીકરી તેજબાઇને પાટણનો પાદશાહ અહમદખાન પરણ્યો અને તેણે અમદાવાદ શેહેર એ ગામને સ્થલે સ્થાપ્યું એ પ્રસંગ વર્ણવેલો છે.

૨. કુલ કડી નોંધેલી નથી. લાવણી નાની છે. હિન્દી–ગુજરાતીનું મિશ્રણ છે, ભાષા સાદી છે

**વિશેષ**–વધુ વિગત માટે જુઓ અં ૩૦. ૯.

---

## अं. ४६–१–२६ जसवंतराव सवाइनो पवाडो–हि. ऐ. लो.–र. हरिवाला–पृ. ७३–७५

**આરંભ**–હુલકર. યશવંતરાવ ઇંદોરમાં ને પ્રગણાં ઓલી મહિસર તે હુલકરને ને સાહે(બ) લોકોને લઢાઈ થઈ ॥ મંદુ સેહેર લખનાર પાસે છે તાહેથી તેનો પવ(વા)ડો લખ્યો છે:

द्रुपद :—**सवाई जसवंतरा** वाहादुर सवाई डंका बजा दिया ।
मंदु सेहेरसे मारा फीरंगी ज्या ज्य(ज)मनांसे पार किया:॥१॥ चोक
मंदु सेहेरसे कुच ज्यव शाहि चली माहा(रा)ज्यकि ।
ज्यमना नदी आये उतरकर गांठ पडि फीरंगीकि ॥
मुकदरेका पकडा रस्ता भागी फोज फीरंगीकी ।
उजाड खेडा वां येक नाला रसवन गोरे पर झुकी ॥

माहाराजका सीपाई वहु खुर करी वीने नकसोकि ।
ज्याकर मारे रसनन गोले टोपीया पानीमे लिरति ॥
चोमासा दिन यारो खुन घटी बादल छाया ।
छमाछम हरि विजली च्यमके फिरगीका होस गया ॥
सनाई जसनतराव वहादुर ॥ सवाई डका बजा दिया ।
मदु सेहेरसे मारा फीरगी ज्या ज्यमनासे पार किया ॥ १ ॥

× × × × ×

लिक साहेवने चीठी भेजी ज्या पोहोचे कलकतेकु ।
सवि कुपनि मिलकर आया लगे वाचन चिठीकु ॥
वनारस पर मारा फीरगी नहि ठिकानो रेहेनेकु ।
लीक साहेनने भला नहि किया लगे कुपनी रोनेकु ॥
आया मिरखा नवाप यारो सनी पीडारा साथ लीया ।
सेहेर फरुकावाज उपर माहाराजसे दगा कीया ॥ सवाई० ॥५॥

अन्त—लीक साहेबने छाती पीटी कलकता खाली हुवा ॥ सनाई० ॥९॥
भरतपुर मारी लढाई माहाराजने न्य(च)ल दीया ॥
हिन्दुस्थान पजान छोडकर लाहोरका मेदान लीया ।
लाहोरकेरा रंजीत राजा माथ फोज दो लाख लीया ॥
महाराजकु मिलने खातर अमर शहेरपर झुक आया ।
ज्यन दोनुका मिलाप हुवा आप फीरगी घनराया ॥
लढनेका नहि ठिकाना कलकत्ता लना रहा ।
फरगीने वकील भेजकर माहाराजाकु समजाया ॥
हमने हारा तुमने झीता ज्ये हुवा सो भला हुवा ।
सवाई खंडेराव प्रसन माहाराजपर हे छाया ॥
हरिबालाने गाई लढाई तमाम लशकर खुशी कीया ॥सनाई०॥१०॥

વિષયાદિ-૨ આ પવાડામાં નીચેનો પ્રસંગ વર્ણ્યો છે -સવાઈ જશવંતરાવ હોલ્કરે, ઇંગ્રેજ સરદાર લીકને એક વાર મહુ શહેર આગળથી હરાવી ઠેઠ કાશીની પેલી પાર ભગાડ્યો અને બીજી વાર જ્યારે તે ભરતપુરને ઘેરો ઘાલવા પાછો આવ્યો ત્યારે હોલ્કરે પાછી તેની સામે બાથ ભીડી તેને લાહોર તરફ નસાડ્યો, પણ ત્યાંનો શીખ રાજા

રણજિતસિંહ હોલ્કરની મદદે ધાઈ આવતાં લીકે કુંપની સરકારના ફરમાનથી પોતાની હાર કબૂલી, હોલ્કર સાથે સલાહ કીધી

૨ કુલ કડી ૧૦ છે.

**વિશેષ**–૧. ઐતિહાસિક હોઇને ઉપયોગી છે. ઇંગ્લેંડે સબળા રાજાઓ સાથે કેવી રીતે એક બે વાર નમતું મૂકીને નબળા દેશી રાજાઓને જિત્યા છે તે આવા પવાડાથી જણાઈ આવે છે.

૨. બાળબોધ લિપિએ આ પવાડો લખેલો છે; જો કે અક્ષરોના મરોડ ઘણાખરા માથાંબાંધી ગુજરાતી લિપિના છે.

---

**अं. ४६–१–३७ माधवराव सवाई पेश्वानो पवाडो–म. ऐ. लो.– र. हनमंतराव–पृ. ७५-७६**

**આરંભ**—આ હકીગત જે માધવરાવ સવાઈ પેસુવાનો પવાડો નીચે મુજબ–

एकांति मलुन मनसुवा वसुन अवध्यांनी केला ।
**सिंधीया** कारण नीरुप द्यावा मोगलास केला सला ॥
भद्रपत्र शिवदत्त सिंधियाने अवरून बुनगा कुच केला ।
**पर्वतिस** जाउन आलो रावसाहेवाचा मुजराला ॥
पत्र धाडले लेहुन जलदी अमास तुमिह याला ।
श्रीमंतानी दीला चोघडी तेयाचा बोलवाला ॥
रावसाहेवाच्या माघे भोसल्या कारण नीरूप दिला ।
**तुकिज** हुलकर आर सरदार **पुन्यासि** आ शरो ठवल्या : ॥
घालवले सरदार बोलवु तमांम आपल्या लेपपरि ।
एकांयकी लाल हरीवल्या चौदेशा महि अंधारि ॥
श्रीमन्त माहाराज पेश्वे रावसाहेव राजोश्री ।
एकाएकी लाल हरिवल्या चोदेशे महि अंधारि : ॥ १ ॥

× × × ×

आदितवारि झाली कहाली रावसाहेवाचा शरिरा : ।
ज्यसे हिराच्ये तेज खरकले नेत्राची चंद्र तीसरा : ॥
कहि भुल पडली चंद्र उतरली हुस नहीसे वावरा : ।
न कले कला तुझी धंनीका आयुपाचा तुटला दोरा ॥
असिज कललां उडि टाकटे नांनाईसमते नाजरा ।
फरशपंदिवर पडले पुढे होदाचा काथ होता तीसरा ॥ ३ ॥

× × × ×

जरम माडीची भागी रानर नानापर गेली चढत्या पहारा ॥
देवपुजा करताच उठन्‍ने नहि पायोटया वोई वरी एकाएकी० ॥ ३ ॥

अन्त—तिन रोज दुकान बंध सेहेरा मदी औध्याच्यी होती ।
पुलापासुन चौक्या बसविल्या नानाची बदोवस्ति ॥
वोलया बोल्याने चौकी बसविल्या रावताची गस्त हिंडती ।
पुन्या बाहर माणस जिथता कागदाची चोकशि होति ॥
स(स)गमा वर गारद बसवल्ये गारद सेहेरा रवालति ।
घाटा व पाठील्या चौक्या साढणीचीं डाग फीरति ॥
दहावे दिवसे फरशुराम भाउ किरीयाल्या समगे (सगमे) जाति ।
चार रथ दीले रवासि जरिचे ब्राह्मणास दाना अत्री ॥
एक लक्ष रूपैये वाटले दिला अनाडि सुधात हाथी ।
माधव गुरु सन्यासि धन्य गुरु त्याची मति ॥
कोणि आला नहि रहा निरगुण तिहिनी ताल भगुन जाति ।
केहे हनवंतराव महणे कोण या करताराचा हाथ धरि ॥
एकाएकी० ॥ ६ ॥

વિષયાદિ-૧ આમાં નીચેનો પ્રસગ વર્ણવેલો છે -નારાયણ પેશ્વાના, પ્રથમ સગીર પણ પછી વયે પૂગેલા પુત્ર, પેશ્વા સવાઈ માધવરાવે નાના ફડનવીસના કારભાર હેઠળ રાજ્ય ચલાવતા પોતાના સિંધીયા, ભોંસલે આદિ મરાઠી સરદારો સાથે મસલત ચલાવી મોગલ બાદશાહ સામે યુદ્ધનો પ્રબંધ કર્યો અને દશરાની સ્વારી કાઢી; તેના બીજે દિને મેગએથી ઉતરતા તે ત્રીજે પગથીએથી પગ ખસતા હેઠો પડયો અને થોડાક દિન માંદો રહી મરણ પામ્યો, એટલે નગરલોકે શોક કર્યા અને નાના ફડનવીસે પેશ્વાઈના રક્ષણનો પાકો બંદોબસ્ત કરી ફરશુરામ ભાઉ દ્વારા સવાઈ માધવરાવની ઉત્તરક્રિયા કરાવી

૨ ટુંક કડી ૬ છે

વિશેષ-આ પવાડો બાળબોધ લિપિએ લખ્યો છે પણ અક્ષરોના મરોડ ઘણા બાધી ગુજરાતી લિપિના છે તેમ અશુદ્ધ છે

---

## અ. ૪૬-૧-૩૮-માધવરાવ સવાઈની વાર્તા-ગુ.ગ -પૃ ૭૬-૭૮

વિષયાદિ-આ વાર્તામાં નીચેનો પ્રસગ વર્ણવ્યો છે -પોતાનો પિતા મરતા નારાયણ પેશ્વા ગાદીએ બેઠા ત્યારે ઇર્ષાથી અને રાજ્યલોભથી તેના કાકા રાઘોબાએ ગાદી કબજે કરવા માટે પહેલા તેને કેદ પકડવાનો પ્રપંચ રચ્યો. તેણે સિરમદીના જ માદારને રૂપૈઆ આપી "नारायणराव सवाईला धरावा" એવો લેખ લખી ફરમાન આપ્યુ

૩૨-૩૩

પરંતુ રાઘોબાની વહુએ નારાયણરાવને ઠાર મરાવવાના હેતુથી પેલા લેખમાં "ધરાવા" ને બદલે "મરાવા" લખી લશ્કરીઓને તેના મેહેલે મોકલ્યા, પણ ત્યાંથી જીવ બચાવવા નારાયણરાવ નાશીને રાઘોબાને ઘેર દોડ્યો અને તેના ખોળામાં માથું મૂક્યું. એટલે રાઘોબાએ તેને ઉગાર્યો. પણ આનન્દીબાઈએ તેને ખોળામાંથી હડસેલી કાઢી મારી નંખાવ્યો. પરંતુ રાજ્યકાર્યકુશલ નાના ફડનવીસે નારાયણરાવની સ્ત્રી સગર્ભા હોવાનું જાહેર કરી રાજ્યગાદી કબજે કરી લીધી. એટલે પોતાને પેશ્વાઈ મળવાનો સભવ ન રહેતાં રાઘોબા ત્યાંથી દોડી ગુજરાતમાં આવ્યો અને ઇંગ્રેજ સરકાર તથા ગાયકવાડની મદદ મેળવી પુને આવ્યો. પણ નાના ફડનવીસે તેને ફાવવા ન દેતાં ઉલટો કેદ કર્યો. દરમ્યાન નારાયણરાવના સગીર છોકરા સવાઈ માધવરાવના નામની દુવાઈ ફેરવી, નાના ફડનવીસ પેશ્વાઈનો કારભાર ચલાવતો હતો. સવાઈ માધવરાવે નાના ફડનવીસના પંજામાંથી છટકવા પ્રયત્ન કર્યો પણ ન ફાવ્યો ત્યારે દાદરેથી પડી મરણ પામ્યો

સવાઈ માધવરાવના મરણ સંબંધમાં બીજો પણ એવો પ્રસંગ આમાં નોંધેલો છે કે માધવરાવ ધર્માત્મા હતો. એક બ્રાહ્મણ પૈસા મેળવવાને જંગલમાં તપશ્ચર્યા કરતો હતો તેની ઉપર પ્રસન્ન થઇને એક સાધુએ રૂા. ૪ હજારની ચીઠી સવાઈ માધવરાવ ઉપર લખી આપી અને કહાવ્યું કે "તમારો વાયદો પુરો થયો છે અને ધુણી ખાલી બળે છે." પેલા બ્રાહ્મણે સવાઈ માધવરાવને તે ચીઠી આપી, સાધુ બાવાનો સંદેશો કહ્યો. આ પ્રસંગ પછી જ ત્રીજે દિવસે સવાઈ માધવરાવે મેડીએથી પડતું નાંખ્યું અને મરણ પામ્યો.

વિશેષ-અં. ૪૬-૧-૨૭ વાળા પવાડાની કડી ૩ જીમાં સવાઈ માધવરાવનું મૃત્યુ, પ્રસ્તુત પવાડામાં જણાવેલું છે તેના કરતાં જુદા પ્રસંગે, દાદરેથી અચાનક પડી જવાથી થયલું જણાવેલું છે.

---

अं. ४६-१-२९ बाजीराव सवाईनो पवाडो-म.-पे.-लो-पृ. ७८-७९

आरंभ—

બાજેરાવ સવાઇનો પવાડો લખો છે નીચે મુજબ

कष्टिफल-तपांति केले राज्य होऊन गेले शाहु माहाराज :

शाहुचा देणा श्रीमंताला सहज बावन पायगा देली फौज ॥

तलशमांन करित्यां महि स्वांमि राजन नीत्य पंक्तिचा ताट रोज :

कुनता खंडातुन आला फीरंग्या अंगरेज॥ उतरले पेश्वाच्या तेज जी॥

मुलक न्याहालीला चोमुलक तंबुर बाज ॥ केली झाडाची बेरिज

फीरंगी याने धमके उलाज्यानी सात पेढीया केले राज्य जी ॥

नाना फरनवेश तरकबाज ॥ वरे नाहि झाले आला प्रदेश संकष्टी ॥

सख्याची वाट पाहु कीती ॥ गेले श्रीमंत संघ घेउन माझे पती ।

गेले श्रीमंत सख्याची वाट पाहु कीती ॥ १ ॥

अन्त—बापु गोखले आपा साहेबाला सागत होते सरदार ।
नको सोडुन जाउ नागपुर वर झीताला गेला ॥
पुढे सचीत फुटनार ॥ घोडा आपुन खीजमददार ।
धाउला डकीन बेलगाडे म मार डका न टोपी करि मोहुर ॥
पीजराउन हात आला ठेवुन पुसावा साग तुज्ये भडाराच्ये पेव ।
घावे दुध पींडा याला अनजना घावा पाणी त्याज पीजरात पाजावा ॥
त्यान्या पाहारा त्याला आला होती कीव आपाला मने वाचीव जीव जी
पीजरा घेउन पाहाढ परवनी ॥ सख्याची वाट पाहुन कीती ॥ ६ ॥

વિષયાદિ-૧ આ પવાડામા બીજા અને છેલ્લા બાજીરાવ પેશ્વાએ નાના ફડનવીસને કેદ કરી, બાપુ ગોખલે, સખારામ ભાઉ આદિના સેનાપતિપદે ઉમેદો અને ભોંસલેના લશ્કર સામે ચઢાઈ કરી અને તેમા હાર પામ્યો એ પ્રસગ વર્ણવ્યો છે
૨ કુલ ચોક ૭ છે, ચુકથી લટીઓએ અકકમ બરોબર નોંધ્યો નથી
વિશેષ-બાલબોધ લિપિએ આ પવાડો લખેલો છે

---

अ ४६-१-४०-वडोदराना शिवाजी महाराजनो ख्याल-पे म लो-२ गगाजी-पृ ८०

आरभ—
વડોદરાના શીયાજીનો ખ્યાલ લખો છે નીચે મુજબ લખો છે ॥

वडोदा सेहेर गुलज्यार नीमुना बस्ति दीस्ति गुलज्यार ।
सेहेरा घोहोती बाग बगीन्या अमराया हिरवा गार ॥
बागा बाग माहि सवाई मस्तुनागाच्यी बाहार ।
त्या मदि बगला बौहुत मजेचा भौताक कोट चोफेर ॥
जागे जागे हे वक्त फुलान्ये चोगरदाये हागेहर ।
जागे जागे बेठका एऊन बसले गादिन्ये अधिकार ॥
शीतल छाया या बागाची बौहुत चागली जी ।
नानापरिन्ये पुष्प पत्र लावले ज्याई जुई न्यनेली ॥
अनीक सेवति वसुन तमाइन पाहावी राव माहाराज उभी जौती ।
सेन्या बाग मदि पक्षाची दाटी किच्या त्रिन्य करि राघुन मैना ॥
अजय सेहेर गुलज्यार वडोदा मदि माडवी ज्यसि फुनना ।
गव राजेंद्र सवाइ भुपति तीये नादे मोतीदाना ॥ १ ॥

શ્રીમત સેહેર ભાગીયુ સોહ  કોયની વાર કરે નહીં કોય
ધધોલિ સેહેરમા કિયો ધધ  આવિયા ભાટ ઊપરે અધ
જાચકા દેવ ચોસઠ જોય  હકમે દેવ હિ ગુજ હોય

× × × ×

અણિ રાન કુલ જેસગ આયે  અડિયલ નગ્ર અમદાજમાય ॥
તેહરો પુત્ર હરિય(ચ)દ તોય  જશરિ રાતજાયો જ જોય ॥
તહારે ઘેર સદુવલ તેણુ  પાલવા સમધ સાચરો વેણુ
હરિશગ હાથ દિધો હુકમ  અમતણા લેખ લખિયાછે યેમ ॥
આપવા રૂપ સિધ્ય તમને આજ ॥ કરૂ સધ્ય કવિયારૂ કાજ ॥ ૮ ॥

અન્ત—મુકી તેજ ને છેત્ર સહુ માહાલે ॥ ચાલી માનતા દેશ પરદેશ ચાલે ॥
સતી માતરિ માનતા સુધ મોયે ॥ હકમ એકસુ તેહરૂ કામ હોયે ॥
સદુ માતને સમરે મન સાચે ॥ રઘુરાજ તે આપશે મન સચ્યે ॥
દુખિયાનું દુ ખ તે ટાળશે માત દેવી ॥ સુધ મનસુ કીજીયે સાચ સેવા ॥
સવત તોહોતરો માસ અસાડ મોમે ॥ જયદેવલા કામ કિધુ જોએ ॥
દિપમાલા દીવા ઘણુ માત દેવી ॥ તવા કુળ કીધો સદુ માત તેવી ॥
સુ. બીજ સુમુરતિ થાપ સોયે ॥ હવન હોમ પુજા ઘણી વીધી હોયે ॥
વિપ્રભોજન માત ચડી આહ્માણી ॥ રઘુ રાખિયા સદુઅલ દેવરાણી ॥
દુજે દેવસ માત હિંગોલ દેવી ॥ પાના આમવી માત ચોસટ પેખી ।
જેરાગ સુત તે ભાટ હરિરાગ જોયે ॥ સર્વ કામ તે તેમણે કિધ મોયે ॥
દાજો યેનલો કામ તે સુધ કિધા ॥ લખા કારણે તેમણે જસ લીધા ॥
નાણા પુરિયા દેવ સદુઅલ નામે ॥ કરે લપા કોડા તણા માત કામે ॥

વિષયાદિ—૧ આ પવાડામા નીચેનો પ્રસગ વર્ણવ્યો છે—પેશવા સરકારનું અમદાવાદમા રાજ્ય ચાલતું હતું ત્યાર ચાડીયાઓ ચાડીચુગલીથી ગૃહસ્થોની સ્ત્રીઓને શિરે આળ અગાડી, પૈસા ઓકાવી, ભારે કનડગત કરતા હતા તેમાના ઉત્તમ નામના એક ચાડીયાએ અમદાવાદના રાયપુર ભાટવાડાની હરિસિંધ ભાટની સ્ત્રી સદુબાઇને શિરે આળ ચઢાવી દરબારમા ઘસડી જવાનો બેત રચ્યો ત્યારે ભાટોએ ત્રાગા કર્યાં અને સદુબાઇને જ પેટની સોગમા વધેરી પછી બીજા મુઆ પછી નગરજનોએ પેશ્વાની કચેરી આગળ જઈ ફર્યાં. કરી અને ચાડીયાઓને શિક્ષા કરાવી સદુબાઇને સતી લેખી લોકોએ માનતા બાધા રાખી અને તેની દેરી ચણાવી

૨ રૂપ કની નોંધેલી નથી આમા દુહા, પદ્ધરી છદ, ભુજગી, કવિત્ત આદિ છે આ પવાડામા કવિએ બ્રહ્માદિ દેવો આ શૌર્યકર્મ અને સતીપ્રભાવ જોવા ભૂતલમા આવ્યાનું વર્ણવી અદ્ભુત રસ જમાવવાનો પ્રયાસ કર્યો છે ભાષા રસવતી અને ચડઉપમકવાળી છે

